A

# COMPLETE GLOSSARY

OF

ALL THE WORDS AND PHRASES

OCCURRING IN

# KOHINOOR READERS II.

With special exercises according to

the best modern Methods.

**KARSANDAS NARANDAS & SONS.**

Book-sellers & Publishers.

Nanavat, SURAT.

1934.

Price 8 Annas.

# KOHINOOR READERS BOOK II.

**Full notes with translation and useful exercises.**

નોંધઃ-(૧) છેડે આપેલી Exercise ચાલુ સમયમાં સારી સારી નિશાળોમાં પૂછાતા પ્રશ્નોના ધોરણપર શોધવામાં આવી છે એટલે તે વિદ્યાર્થીઓને બહુ ઉપયોગી થઈ પડશે.

(૨) વ્યાકરણનો ભાગ ગુજરાતીમાં સમજાવ્યો છે.

## LESSON 1 : પાઠ ૧લો.

### હરિ અને ગોવિંદ.

A football (ફૂટબૉલ) પગે રમવાનો મોટો દડો.

Cricket (ક્રિકેટ) એક જાતની રમત છે; બોલબેટ.

Game (ગે'મ) રમત.

Ink (ઇન્ક) શાહિ.

A note book (નોટ બુક) નોંધપોથી.

Early (અર્લી) વહેલો.

This morning (ધીસ મોર્નિંગ) આજે સ્હવારે.

A lesson book (લેસન બુક) ભણવાની ચોપડી

(To) hurt (હર્ટ) ઈજા કરવી.

(To) care (કેર) કાળજી લેવી; સંભાળ રાખવી.

(To) learn (લર્ન) શિખવું.

Till (ટિલ) જ્યાં સુધી.

In front of (ફ્રન્ટ) ની સામે.

Now (નાઉ) હવે.

Always (ઑલ વે'ઝ) હંમેશાં.

It is not good=તે ઠીક નથી.

It is bad=તે ખરાબ છે.

Once (વન્સ) એક વખત.

(To) get up (ગેટ) ઉઠવું.

Are tired=થાકી ગયા છો.

(To) go out for a walk=ફરવા જવું.

After school = નિશાળના (ના સમય) પછી.

Fresh (ફ્રેશ) તાજા.

To sit at one's books=વાંચવા બેસવું.

To be healthy (હેલ્થી) તંદુરસ્ત થવા (માંગતા હો.)

Strong (સ્ટ્રોન્ગ) મજબુત.

(To) play (પ્લે) રમવું.

Younger (યન્ગર) નાનો.

To have a wash=ન્હાવું.

(To) feel (ફીલ) લાગવું.

**Hari is up early this morning**=હરિ આજે સવારે વહેલો ઉઠયો છે.

**Hari has been writing**=હરિ તેમાં લખ્યા કરે છે.

**Games make you feel fresh**=રમત તમને તાજા લાગતા હો એમ બતાવે છે; રમતથી તમને તાજગી લાગે છે.

**તરજુમો:**—હરિ આજે સ્હવારમાં વહેલો ઉઠયો છે. તે એક ચોપડી વાંચે છે. તે પાઠની ચોપડી છે. ટેબલ પર બીજી ચોપડીઓ છે. તે પણ ભણવાની (પાઠની) ચોપડીઓ છે. હરિની સામે ટેબલ પર નોંધપોથી છે. તે ઉઘાડી છે. હરિ તેમાં લખ્યા કરે છે. (પણ) તે હમણાં તેમાં લખતો નથી. ટેબલ પર નોંધ પોથીની પાસે હરિની કલમ છે. તે તે વડે લખતો નથી. તેણે તે શાહી (ના ખડીઆ) પાસે મુકી છે.

હરિ તેના પાઠ શીખે છે. તે તેના પાઠ હંમેશાં સ્હવારેજ શીખે છે. તે તે રાતના શીખતો નથી. તે જાણે છે કે રાતના કામ કરવું તે છોકરાઓ માટે સારૂં નથી. તે જાણે છે કે તે તેની આંખને માટે ખરાબ છે.

હરિના પિતાએ તેને એક વખત કહ્યું હતું તે આ પ્રમાણે છે, "તારે જો કાંઇ કામ કરવાનું હોય તો તે તારે રાત્રીના ન કરવું. સ્હવારમાં વહેલો ઉઠજે, અને ત્યારે તે કરજે. રાત્રીના તું થાકેલો હોય છે. અને તેથી બરાબર કામ કરી શકે નહિ. અને રાત્રે કામ કરવું તે આંખને માટે પણ ઠીક નથી. તે તેને ઇજા કરે છે. અને તમારે તમારી આંખોની સંભાળ લેવી જોઇએ. હંમેશાં સ્હવારમાં કામ કરો અને લાંબો વખત **ભણવા બેસી રહો** નહિં. જો તમારે તંદુરસ્ત અને જબરા થવું હોય તો તમારે રમતો રમવી જોઇએ અને બહાર ફરવા જવું જોઇએ. રમતો તમને તાજા હો એમ દેખાડે છે. (રમતથી તમને તાજગી લાગે છે.) અને જ્યારે તમને તાજગી લાગે ત્યારે તમે સારૂ કામ કરી શકો છો."

હરિને એક નાનો ભાઈ છે. જેનું નામ ગોવિંદ છે. નિશાળના વખત પછી રોજ સાંજે હરિ અને ગોવિંદ અંધારૂં થાય ત્યાં સુધી રમતો રમે છે. તેઓ ફુટબોલ, બોલબેટ અને બીજી રમતો રમે છે. તેઓ જ્યારે ઘેર આવે છે ત્યારે તેઓ ન્હાય છે. પછી બહાર બગી-ચામાં બેસે છે.

## Exercise.

ઉત્તરો:—

1. We should learn our lessons in the morning. Working at night hurts our eyes. We should play games and go out for a walk.

નવા પ્રશ્નો:—

2. What is Hari doing? What books are on the table? When does Hari do his lessons? Why does he not do them at night? Who is Govind? What do Hari and Govind do after school? What games do they play? What games do you like? What do games do to us? How long do Hari and Govind play? What do they do after coming home?

3. નીચેના શબ્દો વાક્યોમાં વાપરો:—

   till; feel fresh; do not sit too long; cannot; to hurt; to be up; has been writing.

4. Write what Hari's father said.

## LESSON 2. પાઠ ૨ જો.

Peep (પીપ) ડોકીયું કરવું. Poem (પોએમ) કવિતા.
Mean (મીન) નો અર્થ છે. birdie (બર્ડી) નાનું પક્ષી; બચ્ચું.
Wake (વે'ક) જાગવું. Limbs (લીમ્બ્ઝ) અવયવ.
Wing (વિં'ગ) પાંખ. Begun (બીગન) શરૂ થયો છે.
Baby (બેબી) બાળક. Nest (નેસ્ટ) માળો.
Picture (પિકચર) ચિત્ર. Is rising=ઉગે છે.
It will......trees=તે હમણાંજ ઝાડ પર ડોકીઉં કરશે.
Day has begun=દિવસ શરૂ થયો છે.
Peep of day=વહેલી સવાર; પરોઢીયું.
Stronger=વધારે મજબુત; Wants to be running about=આમ તેમ દોડવા માંગે છે. Too=પણ.

**તરજુમો:**—આ ચિત્ર તરફ જુઓ. સૂર્ય ઉગે છે. તે હમણાંજ ઝાડો પર ડોકીયાં કરતો હશે. તેથી પરોઢીઉં થયું છે. પણ જ્યારે સૂર્ય આકાશમાં હોય છે ત્યારે દિવસ શરૂ થઈ ગયો હોય છે. તેથી વહેલું સવાર એ મોટું પરોઢ અથવા તો દિવસની શરૂઆત કહેવાય છે.

પક્ષીઓ વહેલા ઉડે છે. તેઓ જ્યારે ઉડે છે ત્યારે તેઓ આસપાસ ઉડે છે. નાના પક્ષીઓ પણ આસપાસ ઉડવા માગે છે. પણ જ્યાં સુધી તેમને પાંખો આવે નહિ ત્યાં સુધી તેઓ તેમ કરી શકતાં નથી. બીજા પાના ઉપરની કવિતામાં માતા પક્ષી તેના નાના પક્ષીને તેની પાંખો મજબુત થાય ત્યાં સુધી માળામાં રહેવાનું કહે છે શબ્દ birdie નો અર્થ નાનું (બાળક) પક્ષી થાય છે.

બાળક નાના પક્ષી જેવું છે, તેને પથારીમાં રહેવું નથી ગમતું, તે આજુબાજુ દોડવા માગે છે, કવિતામાં બાળકની માતા શું કહે છે? Limbs એટલે પગ. હાથ પણ Limbs છે.

સવારના પહોરમાં નાનું પક્ષી પોતાના માળામાં શું કહે છે? તે કહે છે; "મા મને ઉડી જવા દે, મને ઉડી જવા દે." તેની મા

કહે છે, "બચ્ચાં, તારી નાની પાંખ જરા વધુ મજબુત થાય ત્યાં સુધી જરા વધુ આરામ લે તેથી તે થોડો વધુ વખત આરામ લે છે. પછી તે ઉડી જશે.

સવારના પહોરમાં નાનું બાળક પોતાની પથારીમાં શું કહે છે ? બાળક નાના પંખીની માફક કહે છે કે "મને ઉડીને નાસી જવા દો." (તેની મા કહે છે) બાળક તારાં નાના અંગો–અવયવો–જરા વધુ મજબુત થાય ત્યાં સુધી આરામ લે. જો તે જરા વધુ વખત આરામ લે તો બાળક પણ નાસી જશે (દોડી જશે.)

## Exercise.

1. ચોપડીમાંના પ્રશ્નોના ટુંકા ઉત્તરો:—(1) Run away, (2) Let me......fly away.
2. ચોપડીમાં આપેલી ખાલી જગ્યાઓમાં અનુક્રમે in front of; on; writing; the note; table; pen; with; was; learning મુકો.
3. નવા પ્રશ્નો:—What is a birdie ? What does it say at peep of day ? What does the mother bird reply ? How long should the birdie wait ? How long should baby wait ? When does the sun peep ? When does the day begin ? When do birds wake ? When do you wake ?
4. નીચેના શબ્દો વાકયોમાં વાપરો:—at peep of day; early; early in the mornig; to be running; (going; walking &c.). about; stronger; better; strongest; best.
5. કવિતાની પહેલી કડીમાં birdie ને બદલે 'baby' શબ્દ મુકી યોગ્ય ફેરફાર કરી તે કડી વાંચો ને તેને બીજી કડી સાથે સરખાવો.

## વ્યાકરણ.

ગુજરાતીમાં વિશેષણની તુલના (સરખામણી) નથી પણ અંગ્રેજીમાં સરખામણી બે રીતે થાય છે. (૧) એક વસ્તુની બીજી વસ્તુ સાથે એક બાબતની સરખામણી અને (૨) એક વસ્તુ બીજી ઘણી વસ્તુ સાથે એક બાબતમાં સરખામણી.

પહેલી સરખામણી વિશેષણને છેડે er મુકવાથી અથવા બે પદથી મોટું વિશેષણ હોય તો આગળ more મુકવાથી થાય છે.

બીજી સરખામણી વિશેષણને છેડે est મુકવાથી અથવા બે પદથી મોટું વિશેષણ હોય તો આગળ most મુકવાથી થાય છે.

કેટલાક વિશેષણના સરખામણીમાં ખાસ રૂપો છે.

**ઉદાહરણ:**—(ચોપડીમાંનું) તમારી બીજી આંગળી પહેલી આંગળી કરતાં **વધારે લાંબી** છે. તે બીજી ગમે તે આંગળી કરતાં **વધારે લાંબી** છે. તેથી તે **સૌથી લાંબી** છે. તમારી નાની આંગળી બીજી આંગળીઓ **કરતાં નાની** છે. તે **સૌથી નાની** છે.

કેટલાક છોકરાઓને બીજી રમતો કરતાં ફૂટબોલ વધારે ગમે છે. કેટલાક છોકરાઓને ક્રિકેટ સૌથી સારૂં ગમે છે.

| | | |
|---|---|---|
| long | longer | longest. |
| short | shorter | shortest. |

આ રૂપો જોવાથી ઉપલી હકીકત સમજી શકાશે.

નીચે કેટલાક વિશેષણની સરખામણીના રૂપો આપ્યા છે:—

| | | |
|---|---|---|
| thick (જાડું) | thicker (વધારે જાડું) | thickest (સૌથી જાડું) |
| thin (પાતળું) | thinner ( „ પાતળું) | thinnest ( „ પાતળું) |
| wise (ડાહ્યું) | wiser ( „ ડાહ્યું) | wisest ( „ ડાહ્યું) |
| dry (સુકું) | drier ( „ સુકું) | driest ( „ સુકું) |
| good (સારૂં) | better ( „ સારૂં) | best ( „ સારૂં) |

## LESSON 3 : પાઠ ૩ જો.

Hop (હોપ) કૂદવું. Jump (જમ્પ) કુદવું.
Hit (હિટ) મારવું. Speak (સ્પીક) બોલવું.
Chief (ચિફ) મુખ્ય. Sure (સ્યુર) ખચીત.
Death (ડેથ) મરણ. Then (ધેન) પછી.
(To) throw (થ્રો) ફેંકવું. Again (અગેન) પાછો.
Threw (થ્રુ) ફેંક્યું. Animals (એનીમલ્સ) પ્રાણીઓ.
More (મોર) ના કરતાં વધારે. Teaches (ટિચીઝ) શીખવે.
Most (મોસ્ટ) સૌથી વધારે. To be kind to=માયાળુ થતાં;
Tank=તળાવ. Not far from=આઘે નહિ (પાસે).
Here is a fine game=અહીંઆ એક સુંદર રમત છે.
Stopped playing=રમવાનું બંધ કર્યું. Most frogs=ઘણા દેડકા.
Put his head out of the water=પાણીની બહાર ડોકું કાઢ્યું.
Any more=વધુ; No more=વધુ નહિ.

મને ખાત્રી છે કે તમે બધાએ દેડકો જોયો છે. અહિં એક (દેડકા)નું ચિત્ર છે. આ દેડકો શું કરે છે? તે કુદે છે. તે હવામાં કુદયો છે અને ફરીથી જમીન પર નીચે આવશે. પછી તે ફરીથી કુદશે અને ફરીથી જમીન પર નીચે આવશે. આપણે એને કુદવું કહીએ છીએ. દેડકાઓ કુદે છે. ઉંદરો અને બીજા જનાવરો કરે છે તેમ તેઓ દોડતા નથી.

હું તમને દેડકાઓ વિષે વાત કહીશ તે સાચી વાત નથી કારણ કે દેડકાઓ બોલી શકતા નથી. પણ તે તમને જનાવરો પ્રત્યે માયાળુ થતાં શીખવે છે.

એક વખત કેટલાક દેડકા એક તળાવમાં રહેતા હતા. તે મોટું તળાવ હતું અને તેમાં ઘણું પાણી હતું. તળાવથી ઘણે દૂર નહિ (પાસે) એક નિશાળ હતી. એક દિવસ નિશાળમાંના કેટલાક છોકરાઓ તળાવ પાસે રમતા હતા. તેમાંના એકે કેટલાક દેડકાઓને

પાણીમાં કુદતા જોયા તેણે રમવાનું બંધ કર્યું અને કહ્યું: "અહિં સરસ રમત છે, ચાલો આપણે દેડકાઓ તરફ પથરા ફેંકીએ અને જોઇએ કે કોણ વધારે દેડકાઓને મારી શકે છે."

પછી બધા છોકરાઓએ રમવાનું બંધ કર્યું ને દેડકાઓ તરફ પથરા ફેંકવા શરૂ કર્યાં. પથરા ઘણા દેડકાઓને વાગ્યા અને તેમને ઇજા કરી.

પછી એક ડાહ્યા ઘરડા દેડકાએ તેનું માથું પાણીની બહાર કાઢ્યું અને છોકરાઓને કહ્યું: "તમે શા માટે અમને પથરા મારો છો? અમે તમને શું કર્યું છે?" છોકરાઓમાંના એકે કહ્યું: "અમે રમત રમીએ છીએ."

"તમે રમત રમતા હશો." ઘરડા દેડકાએ કહ્યું: "પણ તમારા પથરા અમને ઇજા કરે છે અને અમારામાંના કેટલાકને મારી નાંખ્યા છે. ને તમને જે રમત છે તે અમને મૃત્યુ છે."

પછી બધા છોકરાઓએ કહ્યું: "અમને ખબર ન હતી કે અમે તમને ઇજા કરતા હતા. અમે ધારતા હતા કે અમે એક સુંદર રમત રમતા હતા. અમારી રમત તમને ઇજા કરે છે તેથી અમે વધારે પથરા ફેંકીશું નહિ."

અને તેઓએ વધારે પથરા ન ફેંક્યા કારણકે તેઓ ખરાબ છોકરાઓ ન હતા.

કેટલાક દેડકાઓ એક મોટા તળાવમાં રહેતા હતા.

## Exercise.

1. ચોપડીમાંના પ્રશ્નોના ઉત્તરો:—(1) We call it hopping. (2) He said, 'Here is a fine game. Let us throw stones at the frogs and see who can hit most frogs. (3) They threw stones. (4) Yes, thier stones hit and hurt many of the frogs. (5) The

old frog said, "Why are you throwing stones at us ? What have we done to you ?" He said "We are having a game." The frog said, "You may be having a game, but your stones hurt us, and have killed some of us. What is play to you is death to us ?" He said, 'We did not know that we were hurting you. We thought we were having a fine game. As our play hurts you, we will not throw any more stones ? "

2. નવાં પ્રશ્નો:—How does a frog hop ? Can a frog run or walk ? Why not ? What does the story teach you ? Where was the school ? Why were the boys throwing stones at the frogs ? What did the stones do to the frogs ? Did they throw any more stones ? Why not ?

3. Fill in the blanks:—

Some —— were playing ——tank. They—— to——stones at the——. The wise old frog said, "Your stones——us. What is——to you is—— to us." The boys stopped ——. They were.—

4. Write the story briefly ( ટુંકમાં ).

### વ્યાકરણ.

Subject=ઉદ્દેશ્ય; Predicate=વિધેય.

દરેક વાક્યમાં બે ભાગ હોય છે. એક Subject કર્તા અથવા ઉદ્દેશ્ય એટલે ક્રિયાનો કરનાર ને બીજો Predicate=વિધેય એટલે ક્રિયાપક્ષ. Subjectમાં મુખ્ય શબ્દ નામ કે સર્વનામજ હોય. Predi-

cateમાં મુખ્ય શબ્દ ક્રિયાપદ હોય છે. નીચે આપેલા બે વાક્યોમાં પહેલા વાક્યમાં Hari and Sister એ બે મુખ્ય કર્તા પક્ષના શબ્દો છે તે નામ છે અને બીજા વાક્યમાંના He અને she કર્તા પક્ષના મુખ્ય શબ્દો છે તે સર્વનામો છે.

| Subject. | Predicate. |
|---|---|
| 1. Hari and his sister | go to school. |
| 2. He and she | can run fast. |

પહેલા વાક્યમાં ક્રિયાપદ go છે ને બીજા વાક્યમાં can run છે.

ક્રિયાપદને who પ્રશ્નાર્થ સર્વનામ મુકી પ્રશ્ન પુછીએ ને જે જવાબ આવે તે કર્તા. ઉદા. પ્ર. Who go to school? ઉ. Hari and his sister માટે એ બે કર્તા. પ્ર. Who can run fast? ઉ. He and she, માટે એ બે કર્તા.

### Exercise.

નીચેના વાક્યોના Subject અને Predicate એવા બે ભાગ પાડો.

(1) The boys were playing. (2) There were frogs in the tank. (3) The boys threw stones. (4) The stones hit them.

---

## LESSON 4 : પાઠ ૪ થો.

### તમારાથી બનતું કરો.

Rule (રૂલ) નિયમ. Spell (સ્પેલ) જોડણી કરવી.
Do your best=તમારાથી બનતું કરો. Wisest=સૌથી ડાહ્યો.
Every=દરેક; Try=કોશિષ કરવી.

નાના છોકરા અને છોકરીઓ દરરોજ (દરેક બાબતમાં) તમારાથી બનતું કરો જેટલું બને તેટલું કરો. તેજ સૌથી સારો રસ્તો છે.

તમે ઘેર કે નિશાળમાં જે કાંઇ કરવાને પ્રયત્ન કરો તેમાં તમારાથી બનતું બધું કરવાને પ્રયત્ન કરો. એના કરતાં વધુ સારો બીજો એકે નિયમ નથી.

તેથી જો તમે તમારા પાઠ વાંચતાં હો કે જોડણી ગોખતાં હો કે બેટ અને બોલ લઇને રમતાં હો ત્યારે ખાત્રી રાખો કે તમે તે સારી રીતે કરો છો.

સૌથી ડાહ્યો રસ્તો, કરવાની સૌથી સારી વસ્તુ તમારાથી બનતું કરવાને પ્રયત્ન કરવો એજ છે. એ હંમેશાં સારૂં છે.

## Exercise.

1. ચોપડીમાંના પ્રશ્નોના ઉત્તરો:—(1) Yes I should try *to do my best ? (2)* Yes, I *should. (3)* Yes I should. (4) I should always try to do my best. (5) It is to try to do my best.
2. કવિતાનો સાર અંગ્રેજીમાં એક બે વાક્યમાં કહો.

## વ્યાકરણ.

તમે બે વાક્યોને and અને but મુકીને જોડી શકો છો એટલે તેનું એક વાક્ય બનાવી શકો છો.

| બે વાક્યો | એક વાક્ય |
| --- | --- |
| સવારમાં વહેલા ઉઠો. પછી તમારૂં કામ કરો. | સવારમાં વહેલા ઉઠો અને પછી તમારૂં કામ કરો |
| તમારૂં કામ સવારમાં કરો. તમારી ચોપડી આગળ બહુ લાંબો વખત બેસી રહો નહિ. | તમારૂં કામ સવારમાં કરો પણ તમારી ચોપડી આગળ બહુ લાંબો વખત બેસી રહો નહિ. |

Question (ક્વેશ્ચન) પ્રશ્ન. Answer (ઍન્સર) ઉત્તર.

ચોપડીમાંના પ્રશ્નોના ઉત્તરો:—

(1) Yes, that is a chair. (2) It has four legs. (3) Yes, it has a back. (4) No, it has no arms. (5) No, I do not see a book on it.

---

## LESSON 5 : પાઠ ૫ મો.

### કલકત્તાથી એક કાગળ.

Arrive (એરાઇવ) આવી પહોંચવું. Few (ફ્યુ) થોડા.
Address (એડ્રેસ) સરનામું. Note-paper (નોટપેપર) કાગળ.
Uncle (અંન્કલ) કાકા. Number (નંબર) સંખ્યા.
Paper (પેપર) કાગળ. Sell (સેલ) વેચવું.
Town (ટાઉન) શહેર.. Went to stay=રહેવાને ગયો.
After (આફ્ટર) પછી. Has rested=થાક ખાધો છે.
Sheet (શીટ) પતું; પાનું. The day of the week=અઠવાડીઆનો દિવસ; વાર.
Busy (બીઝી) ઉદ્યોગી.
Uncle met the train=કાકા ગાડી પર આવ્યા હતા.
Went down=પસાર થયા. Next (નેક્સ્ટ) બીજી.
This evening=આજે સાંજે. To be back=પાછા આવવું.
You are all well=તમે બધા સારા હશો.

|ચિત્ર|

(ચોરંગી અને ટ્રામ ટર્મીનસ (ટ્રામનું છેલ્લું સ્થાન કલકત્તા).

એક સમય ગોવિંદ કલકત્તામાં તેના કાકા સાથે રહેવા ગયો તે સ્હવારની ગાડીમાં આવી પહોંચ્યો.

તેણે આરામ લીધા પછી તેના પિતાને તેણે એક ટુંકો કાગળ લખ્યો. તેણે તે એક સફેદ નોટ પેપર પર લખ્યો.

પહેલાં તેણે તેનું સરનામું લખ્યું તેણે તે કાગળને મથાળે જમણી બાજુએ લખ્યું. એક લીટી ઉપર તેણે ઘરનો નંબર અને જે શેરીમાં ઘર હતું તેનું નામ લખ્યાં. બીજી લીટી ઉપર તેણે ગામનું નામ કલકત્તા લખ્યું. પછી તેણે અઠવાડીયાનો દિવસ બુધવાર લખ્યો.

પછી થોડી લીટીઓ નીચે ડાબી બાજુએ તેણે લખ્યું. 'વ્હાલા પિતા' બીજી લીટી ઉપર તેણે પત્ર શરૂ કર્યો. અહિં (આ રહ્યો તે):

વ્હાલા પિતા,

હું અહીં આજે સ્હવારે આવી પહોંચ્યો છું. કાકા ગાડી ઉપર આવ્યા હતા અને મને ઘેર લાવ્યા છે. અમે કેટલીક ઉદ્યમી (ધીચ) શેરીઓમાં થઈને ગયા અને મેં દુકાનોમાં કેટલીક સરસ વસ્તુઓ જોઈ. કાકા મને કહે છે કે પાછળની શેરીમાં (તેઓ) બહુ સારી કલમો વેચે છે તેઓ કહે છે કે મને તેઓ આજે સાંજે ત્યાં લઈ જશે.

હું અહીં બહુ ખુશીમાં છું પણ છતાં તમારી, માની અને હરિ સાથે રહેવાનું મને ગમે છે. કાકા કહે છે કે મારે એક અઠવાડીયું રહેવુંજ જોઈએ.

મને આશા છે કે તમે બધાં ઘેર સારાં છો.

તમારો પ્રેમાળપુત્ર
ગોવિંદ

ગોવિંદે આરામ લીધા પછી એક ટુંકો પત્ર લખ્યો.

## Exercise.

I. ચોપડીમાંના પ્રશ્નોના ઉત્તરો:—

Govind arrived by the morning train. His uncle brought him home. He wrote a letter. He wrote it on a sheet of note paper. He wrote it at the top of the sheet and to the right. He wrote the number of the house and the name of the street in the first line He wrote the name of the town and the day of the week in the second line. A few lines lower down on the left he began his letter.

*II.* નવાં પ્રશ્નો:—

Where did Govind's uncle live? Who met the train and brought Govind home? What was the day on which Govind arrived in Calcutta? How long should he stay?

III. Write a letter to your:—

(1) Mother, Uncle, Brother, Friend; Sister and Teacher.

નોંધ:—તમારૂં નામ:— તમારૂં સરનામું અહીં લખો

A. B. C.

92 Moghul Street,
Calcutta.

Dear———, Wednesday 8-4-34.

અહીં કાગળમાં જે લખવું હોય તે લખવું.

I am your loving

(તમારૂં નામ)

---

તમારે જેને પત્ર લખવો હોય તેનું સરનામું બાજુમાં બતાવ્યા પ્રમાણે જમણી બાજુના ખુણે સરનામ.ની જગ્યાએ લખવું.

ટીકીટ

To,
Radharani Munshi
57 Bazar Gate Street.
Delhi.

સરનામા પર જમણે ખુણે ચોરસ કાઢ્યો છે ત્યાં ટીકીટ ચોડવી. પોસ્ટ કાર્ડ પર ૦–૦–૯ ની ટીકીટ ને કવર પર ૦–૧–૩ ની ટીકીટ ચોડવી.

4. Use the following words in sentences:—
to meet the train; to bring home; busy; next street-( house ); this morning-( evening-day ); must stay; to rest.

## વ્યાકરણ

નીચેના પહેલા વાક્યમાં stones કર્તા છે ને બીજા વાક્યમાં they કર્તા છે. વાક્યો:—(1) Your stones hurt us. (2) They have killed some of us.

જો આ બંને વાક્યો તમારે એક વાક્ય તરીકે લખવા હોય તો શબ્દ they કાઢી નાંખો. એટલે આ પ્રમાણે વાક્ય થશે 'Your stones hart us, and have killed some of us. usની પછી અને andની પહેલાનું અલ્પવિરામ ધ્યાનમાં રાખો. ( ત્યાં વાક્યો જોડયા છે. )

The frog will jump again. It will come down on to the ground again, આ બંન્ને વાક્યોને એક વાક્ય તરીકે લખો:—( The frog will jump again, and will come down again ).

ક્રિયાપદ એક શબ્દ કરતાં વધારે શબ્દોનું પણ હોઈ શકે. જેમકે:—has been writing.

---

## LESSON 6 : પાઠ ૬ ઠો.

### ( ઝાડના ભાગો. )

| | |
|---|---|
| Branch (બ્રાન્ચ) ડાળી. | Hide (હાઇડ) સંતાવું, સંતાડવું. |
| Branches (બ્રાન્ચીઝ) ડાળીઓ. | Plum (પ્લમ) આલુ. |
| Mango (મેન્ગો) કેરી. | Fruit (ફ્રુટ) ફળ. |
| Mango-tree=આંબો. | Neem (નીમ) લીંબડો. |

Leaf (લિફ) પાંદડું.
Leaves (લિવ્ઝ) પાંદડાં.
Root (રૂટ) મૂળ.
Trunk (ટ્રન્ક) થડ.

Use (યુઝ) ઉપયોગ થવો.
Is used (યુઝડ) વપરાય છે.
Useful (યુઝફુલ) ઉપયોગી.
One end=એક છેડે

Shade (શે'ડ) છાંયા. Just above the ground=જમીનની ઉપર (લગોલગ). To bear (બેર) જન્મ આપવો; ફળ આવવાં. Trees......trees = જે ઝાડને ફળ આવે છે તેને આપણે ફળ આપનાર ઝાડ કહીએ છીએ. Far down=(જમીનમાં) ઘણે નીચે; Above=ઉપર. To move (મુવ) હાલવું; હલાવવું. To blow= ફુંકવું; ફુંકાવું.

તરજુમો:—આ સુંદર જુનું ઝાડ છે. તેને જાડું થડ છે. જે ભાગ જમીનની લગોલગ ઉપર હોય છે તે થડ કહેવાય છે. થડમાંથી બધી બાજુએ ડાળીઓ ઉગે છે. કેટલીક ડાળીઓ લાંબી હોય છે, કેટલીક ટુંકી હોય છે. કેટલીક જાડી હોય છે. કેટલીક પાતળી હોય છે. ડાળી એક છેડે બીજા છેડા કરતાં વધારે જાડી હોય છે. તે થડ આગળ વધારે જાડી હોય છે.

અહીં પાંદડું છે અને અહીંઆ બીજું છે. આપણે ચિત્રમાં ત્રણ પાંદડાં જોઈએ છીએ. અને આ ફળ છે. તે આલુ છે.

ઝાડનાં પાંદડાં ડાળીઓ ઉપર ઉગે છે. તેઓ થડ ઉપર ઉગતાં નથી. ડાળીઓ પાંદડાં અને ફળ ધારણ કરે છે. પણ બધાં ઝાડને ફળ આવતાં નથી. ઝાડો જેને ફળ આવે છે, તેને આપણે ફળના ઝાડ કહીએ છીએ. આંબો એ ફળનું ઝાડ છે.

ચિત્રમાં આપણે જે ઝાડ જોઇએ છીએ તે લીંમડો છે. તે ઘણું ઉપયોગી ઝાડ છે. તેનું લાકડું કઠણ અને મજબુત હોય છે. અને તે ગાડા અને બીજી વસ્તુઓ બનાવવાના કામમાં વપરાય છે. એ ઝાડ જલદીથી ઉગે છે; અને એને બધી બાજુઓએ ડાળીઓ ઉગે

છે. લોકો જેઓ સખ્ત ગરમીમાં ( તડકામાં ) હોય છે તેમને લીંમડાના ઝાડના છાંયડામાં આરામ લેવાનું ગમે છે. પાંદડાં તેમના પર સુર્યનો પ્રકાશ આવવા દેતા નથી, અને તેથી ડાળીઓ નીચે ઠંડક હોય છે. લીંમડાનું ઝાડ એ ફળ ઝાડ છે પણ આપણે તેના ફળ ખાતા નથી.

ઝાડના મૂળ થડમાંથી બધી બાજુએ ઉગે છે. તેઓ જમીનની નીચે ઉગે છે, તેના ઉપર નહિં. પૃથ્વી તેમને સંતાડે અને તેથી તે આપણે જોઇ શકતા નથી. તેઓ જમીનમાં ઘણે નીચે જાય છે. અને (તેઓ) મજબુત પગો જેવા છે, જેના પર ઝાડ ઉભું રહે છે. મૂળીઆં વગરનું ઝાડ પડી જાય. કોઇ પણ જાડા થડવાળા મોટા ઝાડ તરફ જુઓ, જ્યારે પવન ફુંકાય છે ત્યારે ડાળીઓ આસપાસ હાલે છે, પણ થડ હાલતું નથી. પવન તેને હલાવી શકતો નથી.

**Excrise.**

1. ચોપડીમાંના પ્રશ્નના ઉત્તરો:—(1) We call it trunk. (2) Yes, They grow on the trunk. (3) The leaves grow on branches. (4) They bear fruits. (5) A tree that bears fruit is a fruit tree. (5) Yes, it is a useful tree. (1) It is used for making carts and other things (8) Yes, It is cool in the shade of a neem tree. (9) The roots of a tree grow under the ground.
2. નીચે આપેલાં વાક્યોમાંના ક્રિયાપદો શોધો:—
   ( ચોપડીમાં વાક્યો આપ્યાં છે. અહીં ફક્ત તેમાંના ક્રિયાપદોજ લખ્યાં છે.) (1) Are having (2) Were Jumping. (3) Is not writing. (4) Has put. (5) Has been writing. (6) Will ( not ) throw.
3. નવા પ્રશ્નો:—Are all branches of a tree alike? Are they alike at both ends? How is the neem

a useful tree? Do we use neem fruits? Why not? Do we not feel hot under a tree? What would happen if a tree has no root?

4. Write all the parts of a tree and the work they do

### ચિત્ર વાંચન.

Pass (પાસ) પસાર થવું.
Hole (હોલ) બાકું; કાણું.
Passes (પાસીસ) પ્રસાર થાય છે.
Through. (થ્રુ) માં થઇને.
Either–or (ઇધર) અથવા.
Holes (હોલ્સ) બાકાં.
Neither–nor (નીધર) અથવા નહિં; નતો.
Touch (ટચ) અડકવું.

તરજુમો:—(આ વાતચીત ચિત્રો તરફ જોઇને વાંચવાથી સહેલાઇથી સમજાશે). આ ગાયની આંખ છે? ના તે ગાયની આંખ નથી. તે (કોઇ) પુરુષ કે સ્ત્રીની આંખ છે.

આ દડો છે? ના તે દડો નથી. તે ઇંડું છે. તે પ્યાલા કે પેટીમાં છે? તે પ્યાલામાં કે પેટીમાં નથી. તે ભોંય (જમીન) પર છે.

તે વાદળી કે લીલું છે? તે વાદળી કે લીલું (એકે) નથી, તે સફેદ છે.

મારી આંગળી તેને અડકે છે? ના, તે તેને અડકતી નથી. તે તે તરફ બતાવે છે.

આપણે આ ઝારો પાણી પાવામાં વાપરીએ છીએ. પાણી આ નાનાં કાંણાઓમાંથી બહાર આવે છે. તે તેમાંથી પસાર થાય છે.

### Exercise.

નીચેના શબ્દો વાક્યોમાં વાપરો:—

(1) Through (2) Either......or (3) Neither......nor. (4) To pass through. (5) to touch.

નોંધ:—ક્રિયાપદની આગળ to મુકી સામાન્ય કૃદંત આપ્યું હોય તો ક્રિયાપદનું કોઇ પણ રૂપ વાપરી શકાય.

## LESSON 7: પાઠ ૭ મો.

### પવન

Tremble (ટ્રેમ્બલ) ધ્રુજવું. Trembling=ધ્રુજતાં.
Bow (બો) નમવું. Hang (હેંગ) લટકે છે.

તરજુમો:—કોણે પવન જોયો છે ? તમે કે મેં એકેએ નહિ. પણ જ્યારે પાંદડાં ધ્રુજતાં લટકે છે ત્યારે પવન તેમાંથી પસાર થતો હોય છે.

કોણે પવન જોયો છે ? તમે કે મેં એકેએ નહિં. પણ જ્યારે ઝાડ તેમનાં માથા નમાવે છે ત્યારે પવન તેમની પાંસેથી પસાર થતો હોય છે.

### Exercise.

I. ચોપડીમાંના પ્રશ્નોના ઉત્તરો:—
(1) No, neither you nor I have seen the wind. (2) Yes, it does blow (or blows) through the branches of a tree. (3) Yes the leaves tremble as it passes by them. (4) Yes they bend down.

2. નવા પ્રશ્નો:—What do the leaves do when the wind is passing through ? What do the trees do when it is passing by ? When do the leaves tremble and the trees bend down ? How can we know that the wind is blowing ? (we feel it )

3. નીચેના ક્રિયાપદોને ed ને ing લગાડો:—
ક્રિયાપદ ચોપડીમાં જુઓ. અહીં તૈયાર રૂપજ આપ્યા છે:—
ed વાળા રૂપો:—Passed, Lived, Cried, Trembled, Showed, Loved, Tried.

ing વાળા રૂપો:—Passing, Living, Trembling. Showing, Loving, Trying.

## LESSON 8. : પાઠ ૮ મો.

### ખરીદી.

Myself (માઇસેલ્ફ) મારી જાતે. Pay (પે) આપવું.

Yourself (યોરસેલ્ફ) તમે જાતે. Paid (પે'ડ) આપ્યું.

Reply (રિપ્લાઇ) જવાબ. Broad (બ્રૉડ) પહોળું.

Replied (રિપ્લાઇડ) જવાબ આપ્યો. Change (ચેંન્જ) ફેરફાર; બદલો.

Cheap (ચિપ) સસ્તું. Nib (નિબ) સ્ટીલપેન.

The way to the shop=દુકાનનો રસ્તો.

I should like to see=મને જોવાની ઇચ્છા છે.

Day before yesterday=ગઇ પરમ દિવસે.

Govind tried three or four pens=ગોવિંદ ત્રણ ચાર પેન વડે લખી જોયું.

That is good of him=એ તેની ભલાઇ છે.

**તરજુમો:**—"તમારો કાગળ કોના તરફથી છે?" ગોવિંદના કાકાએ પૂછયું. "તે બાપાનો છે, કાકા," ગોવિંદે કહ્યું. તે કહે છે કે "પેલી સારી કલમોમાંથી એક તું ભલે લઉ. તે કહે છે કે તેના ધારવા મુજબ તે ઘણી સસ્તી છે."

"હા તે સાડાત્રણ રૂપીએ મોંઘી નથી." ગોવિંદના કાકાએ કહ્યું "તું જઇને કલમ લઇ શકે છે. તને દુકાનના રસ્તાની ખબર છે?"

"હા કાકા, મને રસ્તાની ખબર છે." ગોવિંદે જવાબ આપ્યો. અને તે દુકાને ગયો.

"હું તમને શું બતાવી શકું?" ગોવિંદ દુકાનમાં દાખલ થયો કે પહેલુંજ મહેબુબઅલીએ પૂછ્યું.

"મારે કેટલીક કલમો જોવી છે, મહેરબાન." ગોવિંદે કહ્યું. "તમે અમને પરમ દિવસે જે કલમો બતાવી હતી તેમાંની કેટલીક જોવી છે."

"તે સસ્તી પણ મજબુત કલમો છે." મહેબુબઅલીએ કહ્યું.

"અને અમે તેમાંની ઘણી વેચીએ છીએ, તમે પાતળી કે પહોળી ગમે તે જાતની સ્ટીલ લઇ શકો છો."

"મને પાતળી સ્ટીલ ગમે છે." ગોવિંદે કહ્યું.

મહેબુબઅલીએ પાતળી સ્ટીલવાળી કેટલીક કલમો કાઢી અને ગોવિંદે તેમાંની ત્રણ કે ચાર તપાસી જોઈ.

"હું આ કલમ લઈશ." તેણે કહ્યું. "મને (આની) સ્ટીલ ગમે છે. આ રહ્યા ચાર રૂપીઆ."

"આભાર." મહેબુબઅલીએ કહ્યું. "જો કલમથી બરાબર ન લખાય તો તમે મારી પાસે પાછી લાવજો. અને હું તમને તે બદલી આપીશ. આ તમારા બાકીના પૈસા આઠ આના."

"આભાર" ગોવિંદે કહ્યું.

તે જ્યારે ઘેર ગયો ત્યારે તેના કાકાએ કહ્યું.

"ત્યારે તેં કલમ લીધી. તેં તેનું શું આપ્યું ?"

"મેં તેના સાડાત્રણ રૂપીઆ આપ્યા, કાકા."

ગોવિંદે કહ્યું. "અને મહેબુબઅલી કહે છે કે જો તેનાથી બરોબર ન લખાય તો તે મને બદલી આપશે."

"એ એને માટે સારૂં કહેવાય." ગોવિંદના કાકાએ કહ્યું.

**Exercise.**

1. ચોપડીમાંના પ્રશ્નોના ઉત્તરો:—(1) His letter was from his father. (2) Yes, his uncle said he could go and get a pen. (3) Yes, he bought a pen. (4) It had a thin nib. (5) He paid three rupees eight annas for it. (6) Yes, he said so.
2. નીચેના શબ્દોમાં ing ઉમેરો. (ઉમેરેલા શબ્દો):—changing, getting, paying, shopping, seeing, begining.
3. નવા પ્રશ્નો:—Did Govind buy his pen himself? Was the pen cheap or dear? Name day before yesterday from to day? What change did Govind get? What should you say when some one gives you something?

4. નીચેના શબ્દો વાક્યોમાં વાપરોઃ—*yourself; to pay;* broad nib; cheap; dear; thank you; day before yesterday; a change ( બદલો ); To change.

## ચિત્ર વાંચન.

| | |
|---|---|
| **While** (વ્હાઇલ) જ્યારે. | Keep (કીપ) રાખવું. |
| **Wood** (વુડ) લાકડું. | Fix (ફીક્સ) ચોંટાડવું; જોડવું. |
| **Cloth** (ક્લોથ) કપડું; ધોતીયું. | Join (જોઇન) જોડવું. |
| **Clothes** (ક્લોધ્ઝ) કપડાં. | Cut (કટ) કાપવું. |
| **Boards** (બોર્ડ્ઝ) પાટીઆં. | Lengths (લેંગ્થ્સ) લંબાઈ. |
| **Right** (રાઇટ) ખરી. | **To wait** (વેઇટ) રાહ જોવી. |

**Were cut up into right lengths**=જોઈએ તેટલા માપમાં કાપી લેવામાં આવ્યા હતા.

આ મોટી પેટી લાકડાની બનાવેલી છે. પહેલાં લાકડાંનાં પાટીયાં કાપવામાં આવ્યાં. પછી પાટીયાં માપસર લંબાઈમાં કાપવામાં આવ્યાં અને તે જોડી દેવામાં આવ્યાં.

મારો ડગલો કાપડનો બનેલો છે. મારો ડગલો અને મારૂં કાપડ. એ મારાં કપડાં છે; હું મારાં કપડાં આ પેટીમાં રાખું છું.

હું નિશાળેથી આવું છું ત્યારે હું મારી ચોપડીઓ મેજ ઉપર મુકું છું. હું તેમને પેટીમાં મુકતો નથી.

હું મારા ભાઇની રાહ જોઉં છું. જ્યારે હું તેની રાહ જોઉં છું ત્યારે હું તમારી સાથે વાત કરૂં છું.

## Exercise.

પ્રશ્નોઃ—How is the box made? What are the clothes made of? Where does the boy keep his clothes? (books?) Whom is he waiting for? What is he doing while waiting for his brother?

વ્યાકરણ.

જ્યારે આપણે બે વાક્યનું એક વાક્ય બનાવીએ ત્યારે આપણે and અને but જેવા શબ્દો મુકી બંને વાક્યોને જોડીએ છીએ. Conjunctions (કન્જન્કશન્સ) (ઉભયાન્વયી અવ્યય)=બે શબ્દ કે વાક્યને જોડનાર શબ્દ.

આ પ્રમાણે ચોપડીમાંના બે વાક્યને એક વાક્ય તરીકે લખોઃ–

The boards are cut up and then the Pieces are fixed together.

---

## LESSON 9 : પાઠ ૯ મો.

### અડધો અને પા.

| | |
|---|---|
| Half (હાફ) અડધો. | Equal (ઈક્વલ) સરખા. |
| Halves (હાલ્વઝ) અડધીઆં. | Apple (એપલ) સફરજન. |
| Shap (શે'પ) આકાર. | Quarter (ક્વૉર્ટર) પા. |
| Whole (હોલ) આખો. | Middle (મિડલ) વચ્ચે(થી). |
| Square (સ્કવેર) ચોરસ. | Same length=સરખી લંબાઈ. |

I cut it down the middle=હું બરાબર વચ્ચેથી કાપી (નાંખું) છું.

Eight anna piece=અડધો રૂપીઓ. }
A four anna piecen=પાવલી. } Piece (પીસ) સિક્કો.

A quarter of a rupee=રૂપીઆનો પા ભાગ.

તરજુમો:—આ કાગળના કકડાની શી આકૃતિ છે? તે ચોરસ છે. બધી બાજુઓ એકજ લંબાઇની છે. તેઓ સરખી છે.

હવે હું કાગળના કકડાને બે ભાગમાં કાપું છું. મેં શું કર્યું છે.? મેં કાગળના કકડાને અડધામાં કાપ્યો છે. જમણી બાજુનો કાગળનો કકડો ડાબી બાજુના જેટલાજ માપનો છે. દરેક ટુકડો અડધો છે. ત્યાં કેટલાં અડધીયાં છે? ત્યાં બે અડધીયાં છે.

હવે હું દરેક અડધાને વચ્ચેથી કાપું છું. હવે ત્યાં કેટલા ટુકડા છે ? ત્યાં ચાર ટુકડા છે, અને બધા સરખા છે. દરેક ટુકડો પા છે.

બે અડધીયાં કે ચાર પા એક આખો થાય છે. આ ફળ સક્કરજન છે. તે આખું સક્કરજન છે ? ના. તે માત્ર અડધું સક્કરજન છે. જો તમે સક્કરજનને બે ભાગમાં કાપો તો તમને બે અડધીયાં મળે જો તમે તેને ચારમાં કાપો તો તમને ચાર ચોથીયાં (પા) મળે.

આઠ આનાનો ટુકડો અડધો રૂપીઓ છે. ચાર આનાનો સિક્કો પાવલી (પા રૂપીયો છે.)

## Exercise.

ચોપડીમાંના પ્રશ્નોના ઉત્તરો:-(1) It was cut down in the middle. (2) Yes, they were of the same size. (3) There are two halves in a whole. (4) We call it a quarter. (5) There are eight annas in half a rupee. (6) There are four annas in a quarte rupee.

Verbs:—(1) are, (2) have done, (3) are throwing, (4) do see, (5) has.

નવાં પ્રશ્નો:—What is the half of four ? How many inches are there in a half foot ? How many inches are there in a quarter foot ? How many minutes are there in half an hour ? In a quarter hour ? In three quarters of an hour ? Are all the walls of your class room equal in size ? Which side is longer ? Are the fingers of your hand of the same size ?

Use the words:—a half; a quarter; same size and equal halves; into sentences of your own.

---

## LESSON 10 : પાઠ ૧૦ મો.

### ( એકી વખતે એકજ બાબતે )

Might (માઈટ) જોર; શક્તિ. Whatevre=જે કાંઈ.

તરજુમો:—તમે જ્યારે કામ કરતા હો ત્યારે કામ કરો અને રમતા હો ત્યારે રમો. સુખી અને આનંદી થવાનો એજ રસ્તો છે.

તમે જે કાંઇ કરો તે તમારા બધા જોર અને શક્તિથી કરો. કકડે કકડે કરેલી વસ્તુ કદી ખરી થતી નથી.

જેમ ઘણું કહી શકે છે તેમ એકી વખતે એકજ વસ્તુ અને તે સારી રીતે કરેલી, એ બધા નિયમો કરતા સૌથી ઉત્તમ છે.

Done by halves=કકડે કકડે કરેલી; બરાબર કરેલી નહિ.

1. ચોપડીમાંના પ્રશ્નોના ઉત્તરો:—No, we should not play then. No, we should not learn our lessons then. No, we cannot. No, he can not be happy. The best rule is doing one thing at a time.
2. The branches grow out from the trunk and on all sides.
3. નવા પ્રશ્નો:—What happens if you work and play at the same time ? What is the way to be happy and gay ? How should you do your work ? When can you not do the right thing.
4. Fill in the blanks:—When you are —— you must work and when you are playing you must ——.

   What you do, you should do that with all ——, because what ever you do by halves, you —— do it ——.

   If you do one thing at a time ——, it will be ——.

## LESSON 11 : પાઠ ૧૧ મો.

### કુવો.

| | |
|---|---|
| Dirt (ડર્ટ) ધુળ. | Daughter (ડૉક્ટર) છોકરી. |
| Dirty (ડર્ટી) ગંદુ. | Because (બિકોઝ) કારણકે. |
| Empty (એમ્પ્ટી) ખાલી. | Child (ચાઈલ્ડ) બાળક. |
| Deep (ડીપ) ઉંડું. | Children (ચિલ્ડ્રન) બાળકો. |
| Busy (બીઝી) ઉદ્યોગી. | Much work=ઘણું કામ. |
| Carry (કેરી) લઇ જવું. | Street (સ્ટ્રીટ) શેરી. |
| To draw (ટ્રૉ) ખેંચવું. | Sick (સીક) માંદા. |

તરજુમો:—આ નાની છોકરીની માને ઘણાં બાળકો છે અને તે ઘેર ઘણાં કામમાં છે. તેને દરરોજ ઘણું કામ કરવાનું હોય છે. હવે તેને થોડુંક પાણી જોઇએ છે. અને તેણે તેની છોકરીને જઇને તેને માટે થોડું પાણી લાવવા કહ્યું છે. અહિં તમે છોકરીને ઘડા સાથે જુઓ છો. તે હવે ખાલી છે. તેમાં પાણી નથી. પણ છોકરી તેને ચોકખા તાજા પાણીથી ભરીને પાછી જશે. તે પાણીનો ઘડો તેના માથા પર લઈ જશે.

તે પાણી કયાંથી મેળવશે ? તે તળાવ કે નદીમાંથી તે મેળવશે ? તે તળાવ અથવા તો નદીમાંથી મેળવશે નહિ. તે કુવામાંથી તે મેળવશે કારણ કે તળાવ કે નદીનાં પાણી કરતાં સારા કુવાનું પાણી વધારે સારૂં હોય છે. છોકરી જે કુવાએ જાય છે તે કુવો આપણે અઢારમે પાને જોયો તેવો કુવો નથી. તે કુવાને ગોળ દિવાલ ન હતી. આ કુવાને ગોળ ઉંચી દિવાલ છે. અને તે ઉંડો કુવો છે. તેથી તેમાં હંમેશાં પાણી હોય છે, તેમાં શેરીનું પાણી જઈ શકતું નથી. આ પાણી કચરા અને ધુળથી ભરેલું હોય છે. દિવાલ ગંદા પાણીને બહાર રાખે છે. આથી કુવાને ગોળ દિવાલ હોવી જોઇએ.

દરેક સવાર અને સાંજ સ્ત્રીઓ કુવે પાણી ભરવા આવે છે. તેઓ તેમાંથી ચોકખા ઘડામાં પાણી ખેંચે છે. તેઓ ગંદા ઘડા

પાણીમાં મુકતા નથી. આપણે જે પાણી પીવામાં લઈએ છીએ તે ચોકખું હોવું જોઈએ. જો આપણે ગંદુ પાણી પીવામાં લઈએ તો આપણે માંદા પડીએ. અને જો આપણે ગંદા ઘડા ને દોરડાં પાણીમાં મુકીએ તો આપણે બધું પાણી ગંદુ કરીએ.

## Exercise.

1. ચોપડીમાંના પ્રશ્નોના ઉત્તરો:—(1) She asked her to get her some water. (2) She said, "Go, and get me some water." (3) Yes, it had a wall round it. (4) Yes, there was always water in it. (5) Because the well was deep. (6) The wall keeps dirty water of the street out.
2. નવા પ્રશ્નો:—Why did the girl's mother not go to get water? Which water is better, well water? tank water or river water? What is the street water full of? Why do women go to the well? why should we not put dirty pots & ropes into the well? What happens if we drink dirty water?
3. Write five sentences on the well to which the girl was going?

## Grammar.

અંગ્રેજીમાં વિભક્ત્યાર્થ બતાવવાને નામયોગી અવ્યયો Pepositions વપરાય છે. તે નામનો સંબંધ બતાવે છે. અને નામની આગળ વપરાય છે. ઉદા.:-from a well; into the well આમાં **from** અને **into** એ preposition છે.

4. ખાલી જગ્યામાં Prepositions મુકો:—(અનુક્રમે મુકીને વાકયો વાંચવા):-on; in; from.

## LESSON 12 : પાઠ ૧૨ મો.

### વખત કહેવો.

| | |
|---|---|
| Watch (વૅાચ) ઘડીઆળ. | Space (સ્પેસ) જગ્યા. |
| Watches (વૅાચીઝ) ઘડીઆળો. | Past (પાસ્ટ) પસાર થઈ ગઈ. |
| Hour (અવર) કલાક. | Mark (માર્ક) નિશાની |
| Tick (ટીક) ટકોરો; ઘડીઆળનો ટીક ટીક અવાજ. | Turn (ટર્ન) ફરવું |
| Minute (મિનીટ) મિનીટ. | Clock (કલોક) મોટું ઘડીઆળ. |
| Second (સેકન્ડ) પળ. | Face (ફેસ) ચંદો. |
| Hands=ઘડીઆળના કાંટા. | Point (પૅાઇન્ટ) બતાવવું. |
| | A quarter to=પા કલાક ઓછો. |

તરજુમો:—આ નાનું ઘડીઆળ છે. વૅાચ એ નાનું ઘડીઆળ છે, ઘડીઆળો ને નાનાં ઘડીઆળો આપણને વખત કહે છે.

આ ઘડીઆળને ગોળ ચંદો છે. તેને ફરતે ગોળ એકથી બાર આંકડાઓ છે. એક લાંબો કાંટો છે, બીજો ટુંકો કાંટો છે.

શા માટે ઘડીઆળો ને નાનાં ઘડીઆળોને બે કાંટા હોય છે? તેમને બે કાંટા આપણને કલાકો અને મીનીટો કહેવા માટે હોય છે. નાનો કાંટો આપણને કલાકો કહે છે. તે ઘડીઆળ કે નાની ઘડીઆળના ચંદા પરની ગોળ સંખ્યાઓ બતાવે છે. અને તેથી આપણે જાણીએ છીએ કે કેટલા કલાક થયા છે. મોટો કાંટો મીનીટો બતાવે છે. અને નાના કાંટા કરતાં ઘણો જલદી ચાલે છે. નાનો કાંટો કલાક કાંટો કહેવાય છે અને મોટો કાંટો મીનીટ કાંટો કહેવાય છે.

દિવસમાં બાર કલાક હોય છે. અને રાતમાં બાર કલાક હોય છે.

જ્યારે આપણે દહાડાની વાત કરીએ છીએ ત્યારે આપણે દિવસ અને રાત સમજીએ છીએ. દિવસ અને રાત ભેગા મળીને દહાડો બનાવે છે. તેથી આપણે કહીએ છીએ કે ચોવીસ કલાકનો દહાડો હોય છે.

કલાકમાં સાંઠ મીનીટો હોય છે. ઘડીઆળ કે નાની ઘડીઆળને ગોળ ચંદા પર મીનીટોની નિશાનીઓ કરેલી હોય છે. એક આંકડાથી બીજા આંકડા સુધીમાં પાંચ નાની મીનીટની જગ્યાઓ હોય છે. પાંચ મીનીટમાં મીનીટ કાંટો આ પાંચ નાની જગ્યાઓ ફરે છે. અને તેથી આપણે કહીએ છીએ કે એક આંકડાથી બીજા આંકડા સુધીમાં પાંચ મીનીટો હોય છે. જો કલાક કાંટો પાંચ બતાવતો હોય અને મીનીટ કાંટો એક બતાવતો હોય તો આપણે કહીએ કે પાંચને પાંચ થઈ છે. જ્યારે મીનીટ કાંટો ત્રણ પર હોય (૩) તો આપણે એમ નથી કહેતા કે પાંચને પંદર મીનીટ થઇ છે. આપણે એમ કહીએ છીએ કે સવાપાંચ થયા છે.

આમ કહેવાનું કારણ એ છે કે બારથી ત્રણ એ ગોળ ચંદાનો પા ભાગ છે. જ્યારે મીનીટ કાંટો ૭ પર હોય ત્યારે તે ગોળ ચંદાનો અડધો ફરેલો હોય છે. તેથી આપણે કહીએ છીએ કે સાડા પાચ થયા છે. જ્યારે તે ૯ (નવ) બતાવતો હોય ત્યારે આપણે પોણા ૭ કહીએ છીએ. જ્યારે તે ૧૦ (દશ) પર હોય ત્યારે આપણે છમાં દશ મીનીટ કહીએ છીએ અથવા છમાં દશ કહીએ છીએ.

ઘડીઆળની દરેક ટીક એક પળ છે. ઘડીઆળ કે નાની ઘડીઆળ એક મીનીટમાં સાંઠ વખત ટીકટીક કરે છે. તેથી આપણે કહીએ છીએ કે ૬૦ પળની મીનીટ થાય છે.

## Exercise.

**1.** ચોપડીમાંના પ્રશ્નોના ઉત્તરો:—(1) To show the hour and the minute the clocks and the watches have two hands. (2) Because it points (shows) the hour. (3) Because it tells how many minutes past since the clock struck the last hour. (4) It points to three. (5) It points to nine. (6) It is one second.

2. નવા પ્રશ્નો:—Tell the time when the hour and minute hand point as below:—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| Hour hand | 12 | 1 | 3 | 4 | 6 | 7 |
| Minute hand | 10 | 5 | 45 | 40 | 50 | 12 |
| Hour hand | 4 | 3 | 8 | 9 | 10 | 11 |
| minute hand | 20 | 17 | 15 | 50 | 35 | 25 |

3. Tell the time in Gujarati:—half past six; ten to seven; quarter past twelve; twenty to eleven; seven past quarter past three; six past two.

નોંધ:—ઘડીઆળના આંકડા:-I=૧; II=૨; III=૩; IV=૪; V=૫; VI=૬; VII=૭; VIII=૮; IX=૯; X=૧૦; XI=૧૧; XII=૧૨.

---

## LESSON 13 : પાઠ ૧૩ મો.

### ઘડીઆળ શું કહે છે.

તરજુમો:—ઘડીઆળ કહે છે ટીક, ટીક, ટીક, તમારે જે કાંઇ કરવાનું હોય છે તે જલદી કરો. વખત ઝડપબંધ દોડી જાય છે. આજે આપણે આજેને આજેજ કામ કરવું જોઇએ. બીજી 'ટીક' (પળ) માટે રાહ જુઓ નહિ. તમારે જે કાંઈ કરવાનું હોય તે જલદી કરો.

**Exercise.**

1. ચોપડીમાંના પ્રશ્નોના ઉત્તરો:—(1) Because time is running fast away. (2) No, I should do it to day. (3) No, I should not play, I must work while I work.
2. નવા પ્રશ્નો:—Does the time wait for you? Why should you do your work quick? Why should we not wait for another tick? What does the clock say?

3. નીચેની પંક્તીઓમાં ખાલી જગ્યા પુરી પ્રાસ બેસાડો:—
The clock says tick, tick, what you do, do it ——.
Time is running fast away, Do your work quick ——.

4. કવિતામાંની ૩ જી; ૧ લી અને ૫ મી લીટી (Prose order) ગદ્યમાં લખો.

---

## LESSON 14 : પાઠ ૧૪ મો.

### વર્ષના મહિના ને ઋતુઓ:—

Month ( મન્થ ) મહિનો. Nearly ( નીઅર્લી ) લગભગ.
Year (ઇયર) વર્ષ. Rain (રેઈન) વર્ષા; ચોમાસું. New (ન્યુ) નવું.
Summer (સમર) ઉનાળો. Leap year (લિપ) દર ચોથે વર્ષે જેમાં ફેબ્રુઆરીના ૨૯ દિવસ હોય તે વર્ષ
Winter ( વિન્ટર ) શિઆળો. Season ( સિઝન ) ઋતુ.
Some times ( સમ ટાઇમ્સ ) કેટલીક વખત.

(સંખ્યા માટે ચોપડીનું પાનું ૯૧ મું જુવો)

તરજુમો:—વર્ષમાં બાર મહિનાઓ હોય છે. વર્ષનો પહેલો મહિનો જાન્યુઆરી છે. આ મહિનાની પહેલી તારીખથી નવું વર્ષ શરૂ થાય છે. વર્ષનો છેલ્લો મહિનો ડિસેંબર છે. વર્ષ આ માસની છેલ્લી તારીખે પુરૂં થાય છે.

મહિનાઓના નામો:—

January=જાન્યુઆરી May=મે September=સપ્ટેંબર February=ફેબ્રુઆરી. June=જુન. October=ઑક્ટોબર. March=માર્ચ July=જુલાઇ November=નવેંબર. April=એપ્રીલ. August=ઓગસ્ટ. December=ડીસેમ્બર.

એપ્રીલથી સપ્ટેમ્બરના મહિનાઓ વરસના ગરમ મહિનાઓ હોય છે. ઓકટોબરથી માર્ચના મહિનાઓ ઠંડા મહિનાઓ હોય છે. હિંદુસ્થાનમાં આપણે ગરમ ઋતુ, વરસાદની ઋતુ, અને ઠંડી ઋતુ હોય છે. વરસાદની ઋતુમાં હંમેશાં ઠંડી ઋતુ નથી હોતી. ગરમ ઋતુ કેટલીક વાર ઉનાળો કહેવાય છે અને ઠંડી ઋતુ શિઆળો કહેવાય છે.

કેટલાક મહિનાઓને ત્રીસ દિવસ હોય છે, કેટલાકને એકત્રીસ તેથી ત્રણ મહિનામાં લગભગ સો દિવસ હોય છે. અને છ મહિનામાં એકસો એંશીથી કાંઈક ઉપર દિવસો હોય છે. ફેબ્રુઆરી મહિનામાં માત્ર અઠ્ઠાવીસ દિવસો હોય છે, પણ દરેક ચોથા વરસે આ મહિનાને ઓગણત્રીસ દિવસો હોય છે. જે વરસમાં ફેબ્રુઆરીના ઓગણત્રીસ દિવસો હોય છે તે 'લીપ' વરસ કહેવાય છે. જે વરસ લીપ વરસ નથી હોતું તેમાં ત્રણસોને પાંસઠ દિવસો હોય છે, અને જે લીપ વરસ હોય છે તેમાં ત્રણસો અને છાસઠ દિવસો હોય છે.

એપ્રીલ, જુન, સપ્ટેમ્બર અને નવેમ્બરને ત્રીસ દિવસ હોય છે. ફેબ્રુઆરી એકલાને અઠ્ઠાવીસ હોય છે. બાકીના બધાને એકત્રીસ હોય છે. ચાર વરસે એકવાર જ્યારે લીપ વરસ આવે છે ત્યારે ફેબ્રુઆરીને એક દિવસ વધારે આવે છે. The rest ( રેસ્ટ ) બાકીના.

## Exercise.

ચોપડીમાંના પ્રશ્નોના ઉત્તરો:—(1) A new year begins on the first of January. (2) June is the sixth month of the year. (3) We have three seasons in India. (4) No, It is not always cool in the rainy season. (5) It is sometimes called the summer. (6) There are 119 days in the first four months of a leap year. (7) A leap year is the year in which February has one day more i. e. 29 days.

2. Preposition વિષે આગલા પાઠમાં સમજાવ્યું છે. નીચે પ્રમાણે અનુક્રમે Prepositions મુકી વાક્યો વાંચો:—into; on; under; into; in; at.
3. એક વાક્ય:—The hot season of the year is called winter.
4. બે વાક્યો:—Some months have thirty days. Some months have thirty one days.

નવા પ્રશ્નો:—Make a list of months having thirty days having thirty one days. Which season is cool and which is hot? Find out leap year from the following list:—1921; 1920; 1800; 2000; 1932; 1945; 1752; 1654; 1758; 1857; 2001.

Which months come after April, September &c.
" " " before June, August &c.
" " are cold? hot? Rainy?

### વ્યાકરણ.

એકથી વધુ શબ્દના વિશેષણ વિશેષણ સમુહ adjective Phrase અને ક્રિયાવિશેષણને ક્રિયાવિશેષણ સમુહ=adverb Phrase કહે છે. એવા Adjective અને Adverb Phraseનો પહેલો શબ્દ સાધારણ રીતે Preposition હોય છે.

### ચિત્ર વાંચન.

Iron ( આયર્ન ) લોખંડ. Heat ( હિટ ) દેવતા.
Fire ( ફાયર ) ગરમી. Burn ( બર્ન ) બળે છે.

આ લોખંડનો ઘડો છે. તેમાં પાણી છે. ઘડો દેવતા (ચુલા) પર છે: દેવતા ભડભડાટ બળે છે. દેવતાની ગરમી પાણીને ગરમ બનાવે છે.

### Exercise.

નવા પ્રશ્નો:—What is the pot made of? What is in the pot? Where is the pot put? How is the the fire burning? What is the heat making? What makes the water hot? What is coming out of the pot? How many logs are there in the fire place?

---

## LESSON 15 : પાઠ ૧૫ મો.

Beautiful (બ્યુટિફુલ) સુંદર. Fire (ફાયર) દેવતા.
Narrow (નેરો) સાંકડું. Fiery (ફાયરી) બળતી.
Lane (લેન) શેરી.

Prose order:—How beautiful is the rain in the broad and fiery street and narrow lane after the dust and the heat!

ઉડતી ધુળ અને ગરમી પછી બળતા મોટા રસ્તાઓ અને સાંકડી નાની શેરીઓમાં વરસાદ કેટલો સુંદર (લાગે) છે.

### Exercise.

ઉત્તર:—We like the rain most after dust and heat.

નવા પ્રશ્નો:—What do we feel in broad streets and narrow lanes in summer? Why is the rain beautiful after dust and heat? (Because every thing will be clean and fresh).

---

## LESSON 16 : પાઠ ૧૬ મો.

Husband (હસ્બન્ડ) ધણી. Die (ડાઇ) મરી જવું.
Madam (મેડમ) મડમ. Died (ડાઈડ) મરી ગઈ.
Wife (વાઈફ) સ્ત્રી. Rich (રિચ) પૈસાદાર.

Aunt ( ઑાન્ટ ) કાકી. Silk ( સિલ્ક ) રેશમ.
Never ( નેવર ) કદી નહિં. Sorry ( સૅારી ) દિલગીર.
Ago ( એગો ) ઉપર. Wonderful (વન્ડરફુલ) અદ્‌ભૂત.
Didn't=did not=નહિં. Thank (થેન્ક) આભાર માનવો.
To help with=માં મદદ કરવી. Teach (ટિચ) શિખવવું.
To get rich=પૈસાદાર થવું. Have not been=થયો નથી.
Please(પ્લીઝ)મહેરબાની કરીને. Make me look=દેખાડતા હશે.

માતાઃ—અલ્લાદીન, અલાદીન ! એ છોકરો ક્યાં છે ? તે કદાપી ઘરમાં હોતો નથી. તે આખો દિવસ બહાર રહે છે અને મને કદાપી મારા કામમાં મદદ કરતો નથી. અને હવે તે મોટો થયો છે. તે બાર વરસનો છે. હું તેના પિતાને કહેતાં સાંભળી શકું છું: "તારી મા તરફ સારો છોકરો થજે, સખ્ત કામ કરજે અને તેને મદદ કરજે.

અલ્લાદીનઃ—( દોડતો આવતાં ) : મા. મા ! બાપાના ભાઈ તમને મળવા આવે છે. તે શેરીમાં છે અને હમણાંજ અહિં આવી પહોંચશે. તે ગઇ કાલે પેકીન આવ્યા પણ આપણું ઘર શોધી શક્યા નહિં. જ્યારે હું ફોઇબાના ઘર પાસે રમતો હતો ત્યારે તેણે મને બોલાવ્યો. જ્યારે કાકાએ મારૂં નામ સાંભળ્યું ત્યારે તેણે કહ્યું: "તું છે અલ્લાદીન ! હું તારા પિતાનો ભાઇ છું. હું તારો કાકો છું. તું ક્યાં રહે છે ? મને તારે ઘેર લઇ જા. મારે તારી માને મળવું છે." પછી તેણે મને કેટલીક અદભૂત વાતો કહી. પણ અહિં એ છે.

કાકોઃ—(અંદર આવતાં) સલામ. બાનુ મારા ગરીબ ભાઈની સારી વહુ ! હું તમને જોઇને બહુ ખુશ થયો છું. મને અહિં લાવવા માટે મારે તમારા સારા નાના છોકરાનો આભાર માનવો જોઈએ.

માતાઃ—મહેરબાની કરીને તેને સારો છોકરો ન કહેશો. તે ઘણો ખરાબ છોકરો છે. તે તેની માને કદાપી મદદ કરતો નથી અને તેણીને સખ્ત કામ કરવું પડે છે.

કાકાઃ—પણ તે તુરતમાંજ મદદ કરશે. હવે મારે મોટી દુકાન છે અને કેટલીક મદદની જરૂર છે. જો તમે અલાદીનને મારી સાથે આવીને રહેવા દેશો તો હું તેને રેશમ કેમ વેચવું અને પૈસાદાર કેમ થવું તે શીખવીશ.

માતાઃ—શા માટે મારા ગરીબ પતિ પૈસાદાર થતાં ન શીખ્યા? તે પેકીનના માણસો માટે કેવા અદભૂત ડગલા બનાવતા? પણ તેને તેમના કામ માટે કેટલું થોડું મળતું?

કાકાઃ—એ બહુ દિલગીરી ભર્યું હતું. મારો ભાઇ ક્યારે મરી ગયો? અલ્લાદીને મને કહ્યું નથી.

માતાઃ—તે ત્રણ મહિના અગાઉ મરી ગયા, સાહેબ.

કાકાઃ—ત્રણ મહિના અગાઉ! અને અલાદીન તમને ઘરમાં એકલાં મુકીને જતો રહે છે? અલાદીન, તું તારી માતા પ્રત્યે સારો છોકરો થયો નથી.

અલ્લાદીનઃ—હું દિલગીર છું કે હું ખરાબ છોકરો થયો છું. મા પણ મને કાકા સાથે જઇને રહેવા દો અને હું સખ્ત કામ કરીશ. હું એક દિવસ પૈસાદાર માણુસ થઈશ.

કાકાઃ—બાનુ જો તમે તેને મારી સાથે આવીને રહેવા દેશો, તો હું જોઈશ કે તે કામ કરે છે. (કે નહિ.)

માતાઃ—તમે ઘણા માયાળુ છો, સાહેબ. અલાદીને કાંઇક કરતાં શીખવું જોઇએ. અને હું તેને નહિ શીખવી શકું. તેથી મહેરબાની કરીને તેને લઈ જાઓ અને રેશમ કેમ વેચવું તે તેને શીખવો.

કાકાઃ—ઘણું સારૂં. અમે કાલે સવારે નીકળીશું. મને પોતાને છોકરાં નથી અને અલાદીન મારો છોકરો થઇ રહેશે. તમે તેને મારી સાથે આવીને રહેવા દો છો એ તમારે માટે ઘણું સારૂં છે. (બીજી બાજુ જોતાં) હવે મને મારો દિવો મળી ગયો છે. આ છોકરો તે મારે માટે લાવશે. તે ધારે છે કે હું તેનો કાકો છું. પણ હું તેમ નથી. મારા સફેદ વાળ મને બહુ સારો દેખાડતા હોવા જોઇએ.

## Exercise.

1 ચોપડીમાંના પ્રશ્નોના ઉત્તરો:—(1) Aladdin was twelve years old. (2) His father told him to be a good boy and to help his mother. (3) No he did not help his mother with her work. (4) He was playing in the Street near his aunt's house. (5) No, He was not his uncle. (6) He wanted her to send Aladdin with him. (7) Yes, He wanted to leave her.

2 નવા પ્રશ્નો:—What did his uncle tell him about? What should you say when you meet after a long time? Who brought the uncle to Aladdin's mother? What did he say to get rich? What did Aladdin's father get for making coats? What made the uncle look good?

3 Write what Aladdin said when his uncle said Aladdin you have not been a good boy?

Write 3 sentences on each of the following:—
(1) Aladdin. (2) his mother. (3) the uncle.

---

## LESSON 17 : પાઠ ૧૭ મો.

| | |
|---|---|
| Inch (ઇચ) તસુ. | Height (હાઇટ) ઉંચાઇ. |
| Inches (ઇંચીઝ) તસુઓ | Tall (ટૉલ) ઉંચો. |
| Flat (ફ્લેટ) સપાટ, ચપટી | Against (અગે'ન્સ્ટ) સામે. |
| Staff (સ્ટાફ) લાકડી | Foot rule=ફુટપટ્ટી. |
| Divide (ડિવાઇડ) ભાગ પાડવા. | Yard-measure=વારનું માપ |
| Several (સેવરલ) કેટલાક | In length=લંબાઇમાં |

Three times as long as=ત્રણુ ગણી.

" " as many as=જેટલા છે તેનાથી ત્રણુ ગણુા

Six times twelve=૭ વખત બાર

A yard and a half=દોઢ વાર.

Half a yard is a foot and a half=અડધો વાર તે દોઢ ફૂટ છે.

All the same height=બધા સરખી ઉંચાઈના.

Floor (ફ્લોર) જમીન; ભોયતળીઉં. Stick=લાકડી; પટી.

અહિં બે પાતળી ચપટી પટીઓ છે. એક પટી બીજી કરતાં વધારે લાંબી છે. તે બીજી કરતાં ત્રણુગણી લાંબી છે. લાંબી પટી એ વાર માપ કહેવાય છે.

લાંબી પટી વાર માપ કહેવાય છે, કારણુ કે તે એક વાર લાંબી છે અને આપણે તે વડે માપ ભરીએ છીએ. આપણે વાર માપના ત્રણુ સરખા ભાગ કરીએ છીએ, જે દરેક ભાગ લંબાઈમાં એક ફુટ છે. તેથી આપણે કહીએ છીએ કે ત્રણુ ફુટનો એક વાર થાય.

હવે ફુટ માપ તરફ જુઓ. તમે તેના ઉપર નાની નીશાનીઓ જુઓ છો. તેઓ તેના નાના નાના ભાગ પાડે છે. આ દરેક જગ્યા (ભાગ) એક ઈંચ લાંબી છે અને તેવા બાર ભાગ છે. તેથી આપણે કહીએ છીએ કે બાર ઈંચનો ફુટ થાય.

એક વારમાં કેટલાં ઈંચ હોય છે? એક વારમાં છત્રીસ ઇંચ હોય છે. એટલે કે એક ફુટમાં જેટલા ઇંચ હોય તેથી ત્રણુગણા હોય છે. બે વારમાં કેટલા ઈંચ હોય છે? બે વારમાં બોતેર ઈંચ હોય છે, કારણુ કે બાર ૭ વાર લઇએ એટલે બોતેર થાય.

મારૂં મેજ દોઢ વાર લાંબું છે. એ કેટલા ઈંચ થયા?

એક વારમાં છત્રીસ ઇંચ હોય છે. અને અડધા વારમાં અઢાર ઇંચ તેથી દોઢ વારમાં છપ્પન ઇંચ થાય. દોઢ વારમાં કેટલા ફુટ હોય છે? અડધો વાર એટલે દોઢ ફુટ. તેથી દોઢ વારમાં સાડાચાર ફુટ હોય છે.

બોયરસ્કાઉટના સોટાની શી લંબાઇ હોય છે ? તે પાંચ ફુટ ૭ ઇંચ હોય છે.

કેટલાક છોકરાઓ ઉંચા હોય છે, કેટલાક ટુંકા હોય છે. બધા છોકરાઓ સરખી ઉંચાઈના હોતા નથી.

આપણે છોકરાની ઉંચાઇ કેવી રીતે માપીએ છીએ ? આપણે તેને દિવાલ સામે ઉભો રાખીએ છીએ અને તેના માથા પર ફુટર મુકીએ છીએ. પછી આપણે ભીંત ઉપર નીશાની કરીએ છીએ અને જમીનથી નીશાની સુધી માપ ભરીએ છીએ. આ લંબાઇ એ છોકરાની ઉંચાઇનું માપ છે. અબ્દુલની ઉંચાઈ ત્રણ ફુટ ૭ ઇંચ છે. રામની ઉંચાઇ ત્રણ ફુટ આઠ ઇંચ છે. તેથી રામ અબ્દુલ કરતાં ઉંચો છે.

## Exercise.

1. ઉત્તરો:—(1) Because it measures one yard length. (2) A foot is divided into twelve equal parts. (3) Each part is called an inch. (4) There are thirty-six inches in a yard. (5) There are fifty four inches in it. (6) It is five feet six-inches.

2. નવા પ્રશ્નો:—Measure the length of your class-room; bed room; kitchen etc. Tell the same in feet and inches. Measure the height of your brother; Chair, Black board and tell the same in yards; feet and inches.

3. Use the following in sentences:-As long as; three times; against; a measure; to measure; shorter then; a foot and a half.

A is one yard one foot and one inch; B is 5 feet; C is seventy two inches. Who is taller in

A & B.? Who is taller in B & C? Who is shorter in A & C. Who is tallest? Who is shortest?

Name the tallest and the shortest boy of your class.

### વ્યાકરણ.

Object=કર્મ : 'Hari is reading a book' એ વાક્યમાં ચોપડી એ નામ કર્મ છે. કારણ કે વાંચવાની ક્રિયા ચોપડી સહન કરે છે. વાક્યામાં જે ક્રિયા સહન છે તે કર્મ. કર્મ એ ક્રિયા પક્ષનો એક ભાગ છે.

વાક્યમાં who થી સવાલ પુછીએ તો કર્તા નીકળે એ આગળ શીખી ગયા. હવે વાક્યમાં what કે whom થી સવાલ પુછીએ તો કર્મ નીકળે જેમકે:—What is Hari reading? જ. a book એટલે Book કર્મ થયું.

વાક્યોમાંના કર્મ:—(૧) The frogs, (૨) The address (૩) Roots (૪) The Paper; the bsanches.

### Exercise.

Find out the subject; Verb and object from the following sentences and write them in columns. (1) Govind wrote a letter. (2) Raman is eating an apple. (3) I have a book.

---

## LESSON 18 : પાઠ ૧૮મો.

### ચોખા-ડાંગર.

Grain (ગ્રે'ન) દાણો. Given (ગિવન) આપેલું.
Plain (પ્લે'ન) ચોકખા; મેદાન. Thrown (થ્રોન) ફેંકેલું.
Fild (ફીલ્ડ) ખેતર. Become (બિકમ) થવું.

| | |
|---|---|
| Sink (સિન્ક) ડુબી જાય છે. | Bundle (બંડલ) ભારો. |
| Straw (સ્ટ્રૉ) પરાળ. | Farmer (ફાર્મર) ખેડુત. |
| Stalk (સ્ટૉક) ડુંડું. | Country (કંટ્રી) દેશ; ગામ. |
| Beat (બિટ) મારવું; ઝુડવું. | Plant (પ્લેન્ટ) છોડ. |
| Beaten (બિટન) ઝુડેલું. | Rice (રાઇસ) ડાંગર; ચોખા. |
| Soft (સૉફ્ટ) નરમ. | Earth (અર્થ) જમીન. |
| Pull up (પુલ અપ) ખેંચી કાઢવું | Easy (ઈઝી) સહેલું. |

આ છોડવો ડાંગરનો છોડવો છે. તમે તે ઉપર ભાતના દાણા જોઈ શકો છો. ડાંગરનો છોડ ઘણો જલદી ઉગે છે પણ તેને સારો ઉગવા માટે ઘણું પાણી જોઈએ છે. તે ગરમ પ્રદેશમાં ઉગે છે પણ તે દેશના તે ભાગોમા ઉગે છે કે જ્યાં વરસાદ પુષ્કળ આવે છે અથવા જ્યાં પુષ્કળ પાણી હોય છે. તે લગભગ હંમેશ સપાટ પ્રદેશો ઉપર ઉગે છે.

ડાંગર ક્યારીમાં ઉગે છે. પણ ક્યારી કેટલીક વાર મોટા તળાવ જેવી લાગે છે કારણ કે તે એટલી પાણીથી ભરેલી હોય છે.

ભાતના દાણા પાણીમાં નાંખવામાં આવે છે અને તેઓ નરમ જમીનમાં ડુબી જાય છે. જ્યારે છોડવાઓ આઠ કે નવ ઇંચ ઉંચા થાય છે ત્યારે તેઓને ખેંચી લેવામાં આવે છે, ચોખાનાં છોડનાં મુળીયાં જમીનમાં ઘણે નીચે નથી જતાં એટલે નાના છોડવાઓને સહેલાઈથી ખેંચી કઢાય છે. તેઓને બીજા ખેતરમાં લઈ જવામાં આવે છે અને ખેતરના એક છેડેથી બીજા છેડા સુધી હારબંધ રોપવામાં આવે છે. જો આમ નથી કરતા તો છોડવાઓ બરાબર ઉગતા નથી.

નાના છોડવાઓ લીલા હોય છે. જેમ તેઓ મોટા થતા જાય છે તેમ તેઓ પીળા થતા જાય છે. તેઓ જ્યારે પીળા થવા માંડે છે ત્યારે ખેડુત ક્યારીને સુકાવા દે છે. ગરમ સૂર્ય દાણા ઉપર પ્રકાશે છે અને થોડા સમયમાંજ તે પીળા અને કઠણ બની જાય છે.

છોડવાઓ પછી કાપવામાં આવે છે અને તેના ભારાઓ બાંધવામાં આવે છે અને કયારીમાં ઉભા રહેવા દેવામાં આવે છે.

કેટલાક દિવસ પછી ભારાઓને જમીનના એક ઉંચા ટુકડા પર લઈ જવામાં આવે છે અને ત્યાં પછાડવામાં આવે છે. સુકા ભારાઓમાંથી થોડીવારમાંજ ભાતના દાણા બહાર આવી જાય છે. દાણાને પછી કોથળાઓમાં ભરી લઈ જવામાં આવે છે. જે બાકી રહે તે પરાળ કહેવાય છે આ ગાયો અને બળદોને ખાવા આપવામાં આવે છે.

**Exercise.**

1. અંદરના પ્રશ્નોના ઉત્તરોઃ—(1) It grows in hot countries where there is plenty of rain or much water. (2) It looks like a tank. (3) It is green. (4) When they are about eight or nine inches high they are pulled up. (5) They are taken to another field and planted again in lines going from one end of the field to the other. (6) When the grain becomes yellow and hard the farmers cut them. (7) He ties them in bundles and leaves them to stand in the field. (8) Yes he leaves the bundle to stand in the field. (9) He takes them to a high piece of ground, aud beat them there.
2. નવા પ્રશ્નોઃ—What come out when the bundles are beatem ? What is done of the grains ? Of what use is the straw ? What do the grains come from ?
3. Write how rice is planted. Write how and when rice grains are got. Write five to ten sentences of your own on rice.

## LESSON 19 : પાઠ ૧૯ મો.

## ઇશ્વરે બધી વસ્તુ બનાવી છે.

Creature (ક્રિચર) પ્રાણી. Golden (ગોલ્ડન) સોનેરી.
Almighty (ઑલમાઇટી) સર્વશક્તિમાન. Tiny (ટાઇની) નાજુક.
Ripe (રાઇપ) પાકું. Lips (લીપ્સ) હોઠ. Open=ખીલવું.
Each little bird that sings=દરેક નાનું પક્ષી જે ગાય છે.
The golden summer sun=ઉનાળાનો સોનેરી સૂર્ય.

Prose order:—The great god made all bright and beautiful things, all great and small creatures and all wise and wonderful things.

God made the pretty colours and tiny wings of each little flower that opens and each little bird that sings.

He made the tall trees in the forest and the golden summer sun, and the ripe fruit in the garden.

He gave us eyes to see them and lips (so) that we might tell "How great is God Almighty who has made all things well."

તરજુમો:—બધી ચકચકીત અને સુંદર વસ્તુઓ, બધાં નાનાં. મોટાં પ્રાણીઓ અને બધી ડાહી અને અદ્ભુત્ વસ્તુઓ. મહાન ઇશ્વરે બનાવી છે.

દરેક નાનું પુષ્પ જે ખીલે છે, દરેક નાનું પક્ષી જે ગાય છે તેના સુંદર રંગો અને નાજુક પાંખો તેણે બનાવ્યાં છે.

જંગલમાંનાં ઉચા ઝાડો, ઉનાળાનો સોનેરી સૂર્ય, અને બગીચામાંના પાકેલાં ફળો તે દરેકને તેણે બનાવ્યાં છે.

તેણે તે બધું જોવા આપણને આંખો આપી છે, અને સર્વ શક્તિમાન જેણે બધી વસ્તુઓ બરોબર બનાવી છે તે કેવો મહાન છે તે કહી શકીએ તે માટે હોઠો આપ્યા છે.

---

આ એક છોકરાનું મ્હોડું છે આ તેના હોઠ છે. આપણે જ્યારે બોલીએ છીએ ત્યારે આપણા હોઠ વાપરીએ છીએ. ઇશ્વરે આપણને હોઠ શું કામ આપ્યા છે? આપણને તેણે આંખ શું કામ આપી છે.

## Exercise.

Who made all things?

Name the things made by god (as given in the poem.)

## વ્યાકરણ.

Adjective (એડજેકટીવ) વિશેષણ (નામનો ગુણ કે વધારો બતાવે તે વિશેષણ.) જેમકે સારો છોકરો; ધોળો ઘોડો; પાંચ ગાય. એમાં સારો; ધોળો; પાંચ એ વિશેષણો છે. અંગ્રેજીમાં A good boy, A white horse; Five cows એમાં good; white; five are adjectives.

## Exercise.

વાક્યો વાંચો:—(એમાં નીચે પ્રમાણે વિશેષણો છે:—Beautiful; great; big; small; ripe; nice; green; nice.

કવિતામાંના વિશેષણો શોધી કાઢો:—bright; beautiful; All; great; small; wise; wonderful; all; Each; little; Pretty; big; tall; golden; ripe; every; great આ બધા વિશેષણો છે.

Number ( નમ્બર ) વચન. નામને બે વચનો હોય છે. Singular (સિન્ગ્યુલર) એકવચન. અને Plural (પ્લુરલ) બહુવચન. જ્યારે એક વસ્તુ માટે વાત કરતા હોઇએ ત્યારે Singular number

વપરાય અને જ્યારે એકથી વધારે વસ્તુ વિષે વાત કરતાં હોઇએ Plural number બહુવચન વપરાય છે. જેમકે:–Pen અને Pens.

| એકવચન. | બહુવચન. | એકવચન. | બહુવચન. |
|---|---|---|---|
| વાંસ | વાંસો | પાંદડું | પાંદડાઓ |
| કેરી | કેરીઓ | અડધો | અડધાઓ |
| ડાળી | ડાળીઓ | શરીર | શરીરો |
| કમળ | કમળો | વાર્તા | વાર્તાઓ |
| પગ | પગો | બાળક | બાળકો. |

## ચિત્ર વાચન.

Among (એમંગ) માં. Some one (સમ વન) કોઈ.
Between (બિટવીન) વચ્ચે. Listen ( લીસન ) સાંભળવું.
Seem (સીમ) દેખાય છે.
Seem to be having= લેતા હોય એમ દેખાય છે.
Before ( બિફોર ) આગળ. In front of=સામે.
Seems to be standing=ઉભા હોય એમ દેખાય છે.
Looking up at some one=કોઇની સામે જુવે છે.
Together (ટુગેધર) સાથે. Behind (બિહાઇન્ડ) પાછળ.
He has a black coat on=તેણે કાળો ડગલો પહેર્યો છે.
On the right=જમણી બાજુ પરનો.
Perhaps=કદાચ. High up=ઉચે.

આ છોકરાઓ પાઠ વાંચતા લાગે છે. તેમની ચોપડીઓ તેમની આગળ ઉઘાડી પડી છે. આપણે ચિત્રમાં શિક્ષકને જોતા નથી. તે છોકરાઓની સામે ઉભા હોય એમ લાગે છે. તે તેમનામાં ઉભા નથી. આ બે છોકરાઓ કોઇકના સામે જોઇ રહ્યા છે. કદાચ તેઓ શિક્ષક સામુ જોતા હશે. તેઓ ભેગા બેઠા છે.

તેમની પાછળ ત્રણ છોકરાઓ બેઠા છે. એક છોકરો બીજા બે છોકરાઓ વચ્ચે બેઠો છે. તેણે કાળો ડગલો પહેર્યો છે. તેની જમણી

તરફનો છોકરો તેની ચોપડી વાંચતો લાગે છે. કદાચ તે વાંચતો હશે ત્યારે બીજા છોકરાઓ સાંભળતા હશે. બધા છોકરાઓ બેંચ ઉપર બેઠા છે.

**Exercise.**

1. નવાં પ્રશ્નો:—What do these boys seem to have? Where is the teacher? How many boys are sitting in front? Who has put on a black coat? Which boy is reading? What are others doing?
2. (કાગડાનું ચિત્ર જુઓ) તેમાં પુછેલા પ્રશ્નોના ઉત્તરો:— That is a crow. Yes, it wanted some water to drink. So it flew to this pot. The water was low down it. The crow dropped some stones into it one by one. As it did so the water came up higher & higher.
3. આ વાર્તાનો બાકી ભાગ પુરો કરો. Write the story in present tense (આ વાર્તા વર્તમાન કાળમાં લખો):—

---

## LESSON 20 : પાઠ ૨૦મો.

### હાથિ.

Elephant (એલેફન્ટ) હાથી.
Heavy (હેવી) ભારે.
Angry (એન્ગ્રી) ગુસ્સે.
Every thing (એવ્રીથીંગ) દરેક વસ્તુ.
Anything (એનીથીંગ) કોઇપણ વસ્તુ.
Though (ધો) જો કે.
World (વર્લ્ડ) જગત.
Is like=ના જેવું છે.
Almost (ઑલમોસ્ટ) લગભગ.
Inside (ઇનસાઇડ) માં; અંદર.
Pick (પીક) ઉચકવું.
Tooth (ટુથ) દાંત.
Teeth (ટીથ) દાંતો.
Tusk=દંતુશળ.
Animal (એનીમલ) પ્રાણી.
To move (મુવ) હલાવવું.
To shoot=ફેંકવું; તાકવું.

તરજુમો:—હાથિ જગતમાં સૌથી મોટું પ્રાણી છે અને સૌથી વધારે મજબુત છે. તે કેટલીકવાર દસ ફુટ ઉંચો હોય છે. તેને મોટું ભારે શરીર અને જાડા મજબુત પગ હોય છે. તેનું નાક બહુ લાંબુ હોય છે અને તે સુંઢ કહેવાય છે. તેની દરેક બાજુએ એક દંતુશળ હોય છે. દંતુશળ બહુ લાંબા દાંત છે.

હાથિના દંતશુળ કેટલીકવાર સાત કે આઠ ફુટ લાંબા હોય છે. હાથિના બચ્ચાંને દંતુશળ હોતા નથી. જેમ બાળકને દાંત હોતા નથી. હાથિને મોટા કાન અને નાની આંખો હોય છે. તે કદી પણ સ્થિર ઉભો રહેતો લાગતો નથી. તે હંમેશા આ બાજુથી પેલી બાજુ પોતાનું શરીર હલાવતો હોય છે.

હાથિ તેની સુંઢ વડે ગમે તે કરી શકે છે. તે વડે તે મોટું ઝાડ ખેંચી શકે અથવા તો બે આની પણ ઉંચકી શકે છે. તેને જયારે પાણી પીવું હોય છે ત્યારે તે પાણીને સુંઢમાં લે છે, મોઢું ઉઘાડે છે, અને તેમાં પાણી છોડે છે.

ચિત્રમાં હાથિ તરફ જુઓ તેની પીઠપરનો માણસ તેનો શેઠ છે. તે તેની પાસે લાકડાના કેટલાક ટુકડા એક જગ્યાએથી બીજી જગ્યાએ લેવડાવે છે. હાથિએ તેની સુંઢ વડે એક લાકડાનો મોટો ટુકડો ઉંચકયો છે અને હવે તે તેની સુંઢ અને તેના દંતુશળ વચ્ચે છે. જે જગ્યાએ તે જાય છે ત્યાં તે મુકી દેશે.

હાથિને દરરોજ નદી કે તળાવપર લઈ જવામાં આવે છે અને ન્હવડાવવામાં આવે છે. તેને ન્હાવું બહુ ગમે છે. તે જ્યારે પાણીમાંથી બહાર આવે છે ત્યાંરે પાણી વડે સુંઢ ભરે છે અને આખા શરીર ઉપર ફેંકે છે. તેને તેની પીઠ પર ઠંડુ પાણી પડતું બહુ ગમે છે.

જો કે હાથિ બોલી શકતો નથી પણ તે તેને કહેવામાં આવતું બધું સમજતો હોય તેમ લાગે છે. તે જાણે છે કે કોણ તેના તરફ દયાળુ છે અને તે જેને ચાહે છે તેને કદી ઇજા કરતો નથી. તે

તેના શેઠના છોકરાને પોતાના પગ પાસે રમવા દે છે, અને ઇજા કરતો નથી. હાથિ સર્વ પ્રાણીઓમાં સૌથી વધારે ડાહ્યું પ્રાણી કહેવાય છે.

હાથિઓ વિષે ઘણી વાર્તાઓ છે. તેમાંની એક, એક સ્ત્રી-અને તેના બાળક વિષેની છે. સ્ત્રી પાસે નાની ફળની દુકાન હતી અને દરેક સવારે એક હાથિ ત્યાં આગળ થઇને જતો. કેટલીકવાર તે તેને કેટલાંક ફળ આપતી જે તે ત્યાંથી પસાર થતાં તેની પાસેથી લેતો.

એક દિવસ જ્યારે હાથિ બહુ ગુસ્સે થયો ને તે શેરીમાં દોડયો અને તેણે જે જોયું તે ભાંગી નાંખવા માંડયું. શેરીમાંના માણસો તેની પાસેથી ઝડપથી જેટલા આઘે દોડી જવાય તેટલા આઘે દોડી ગયાં. જ્યારે તે સ્ત્રીએ તેને શેરીમાંથી આવતો જોયો ત્યારે તે તે દુકાન છોડી ગઇ અને એક ઘરમાં દોડી ગઇ. જેવો હાથિ દુકાન પાસે ગયો કે તેનો નાનો છોકરો તેની પાસે દોડી આવ્યો. પણ હાથિએ તેને ઇજા ન કરી. તેણે તેને સુંઢ વડે ઉપાડી લીધો અને દુકાનની અંદર મુક્યો. પછી જે જુએ તેને ભાગતો તે આગળ વધ્યો. જ્યારે તે ચાલ્યો ગયો ત્યારે ગરીબ માતા બહાર દોડી આવી. પણ તેણીએ જોયું કે હાથિએ તેના બાળકને ઇજા કરી નથી. તે દુકાનમાં ઘણા સુખથી બેઠો હતો. પછી સ્ત્રીએ તેને જાનવરો પ્રત્યે માયાળુ થતાં શીખવવા માટે ઇશ્વરનો આભાર માન્યો.

## Exercise.

1. ચોપડીમાંના પ્રશ્નોના ઉત્તરોઃ—(1) The elephant is the strongest and the largest animal in the world. (2) A tusk is some times six or seven feet. long. (3) He takes the water in his trunk, rolls it and pours it into his mouth. (4) Yes he likes to be washed (5) Because he can understand every thing said to him. (6) He picked it np and put it in the shop.

2. નવા પ્રશ્નો:—(1) Write five sentences on the elephant. (2) Write five sentences on what you see in the picture. (3) Write the story.
3. How many teeth have you ? How many teeth has a young child ? How many tusks has a baby elephant ? How does an elephant wash himself ?
4. Find out nouns in plural number from this lesson.
5. Break all the the sentences of para 4 of this lesson into Subject, Predicate and Object.

---

## LESSON 21 : પાઠ ૨૧ મો.

### તે સારી રીતે પ્રાર્થના કરે છે.

Pray (પ્રે) પ્રાર્થના કરવી. Love (લવ) ચાહવું.
Prays (પ્રેઝ) પ્રાર્થના કરે છે. Loves (લવ્ઝ) ચાહે છે.
Prayeth (પ્રેએથ) પ્રાર્થના કરે છે. Loveth (લવેથ) ચાહે છે.
Beast (બિસ્ટ) પશુ.

નોંધ:—Prayeth; Loveth એ રૂપો પહેલાં Prays; Loves એ રૂપને માટે વપરાતાં, eth એ પહેલાં ત્રીજા પુરુષ એકવચનનો પ્રત્યય હતો. હવે તો એ પ્રત્યય ફક્ત કવિતામાંજ વપરાય છે.

Prose order:—He who loves man, bird and beast prays well. He who loves all great and small thing best, prays best, because dear God who loves us has made them all and He loves all of them.

તરજુમો:—જે મનુષ્ય-માણસ, પંખી અને પશુને સારી રીતે ચાહે છે તેજ સારી રીતે પ્રાર્થના કરે છે. જે માણસ નાની મોટી તમામ વસ્તુને ચ્હાય છે તેજ ઇશ્વરની સર્વોત્તમ પ્રાર્થના કરે છે. કારણ કે જે ઇશ્વર આપણને ચ્હાય છે તેણેજ તે બધું બનાવ્યું છે અને તે તેમને પણ ચ્હાય છે.

## Exercise.

1. પ્રશ્નોના ઉત્તરો:—We pray to God. God made us. Yes, He loves us. He prays the best who loves all bird, beast and men; all great and small things best.
2. કવિતામાંના ક્રિયાવિશેષણ અવ્યયો:—**well** and **best** જે ક્રિયાપદ; વિશેષણ કે બીજા ક્રિયાવિશેષણનો ગુણ કે વધારો બતાવે તે adverbs ક્રિયાવિશેષણ અવ્યય કહેવાય.
3. Nouns in the singular number:—

   Morning; Well; Water; Time a year.

   Nouns in the Plural number:—

   Women; Pots; Clocks; Watches; Months.

---

## LESSON 22 : પાઠ ૨૨ મો.

### રામ અને ખિસકોલી.

| | |
|---|---|
| Squirrel (સ્ક્વીરલ) ખિસકોલી. | City (સિટિ) શહેર. |
| Monkey (મંકી) વાંદરો. | Bridge (બ્રિજ) પુલ. |
| It self (ઇટ સેલ્ફ) તે જાતે. | Stroke (સ્ટ્રોક) થાબડવું; થપાટ. |
| Build (બિલ્ડ) બાંધવું. | Roll (રોલ) આળોટવું. |
| Built (બિલ્ટ) બાંધ્યું. | Find (ફાઇન્ડ) શોધી કાઢવું. |
| Rock (રોક) ખડક. | Found (ફાઉન્ડ) શોધી કાઢ્યું. |

Shake (શેક) હલાવવું. Climb (ક્લાઇમ્બ) ચઢવું.
Shook (શુક) હલાવ્યું. Always=હંમેશાં.
To get tired=થાકી જવું. Lanka=લંકા.
Stripes (સ્ટ્રાઇપ્સ) પટાઓ. Ravana=રાવણ.
A house made of leaves=પર્ણકુટી. Human=હનુમાન.
A monkey chief વાંદરાનો સરદાર. To cross=ઓળંગવું.
Across=આરપાર; Hundreds=સેંકડો; Must help=મદદ કરવી જોઇએ. Grains of sand=રેતીના કણ, દાણા. Helping to build=બાંધવામાં મદદ કરે છે. Sugriva=સુગ્રીવ.

તરજુમો:—આ નાનું પ્રાણી ખીસકોલી છે. આપણે બધાએ ઝાડોની ડાળીઓમાં ખીસકોલી જોઇ છે. તેઓ તેમની ઉપર નીચે દોડે છે. તેઓ એક ડાળીથી બીજી ડાળી પર કુદે છે છતાં તેઓ કદી પડતી નથી, તેઓ કદી થાકી જણાતી નથી. તેઓ હંમેશાં ઉદ્યોગી જણાય છે.

ખીસકોલીની પીઠે ત્રણ પટા હોય છે. આ પટા વિષે સુંદર વાર્તા કહેવાય છે.

એક વખત રામ અને સીતા લક્ષ્મણ સાથે જંગલમાં રહેતા હતા. તેઓ પાંદડાંના બનાવેલા એક નાના ઘરમાં (પર્ણકુટીમાં) રહેતા હતા. એક દિવસ જ્યારે રામ અને લક્ષ્મણ ઘેર ન હતા ત્યારે લંકાનો રાજા રાવણ આવ્યો અને સીતાને મહાન દરિયાની પેલી બાજુ આવેલા તેના શહેર લંકામાં લઇ ગયો. ઘણા દિવસ સુધી રામે તે ક્યાં હતી. તે જાણ્યું નહિ. પણ એક દિવસ હનુમાને કહ્યું: "હું તમારે માટે સીતાને શોધી લાવીશ." તે દક્ષિણમાં ગયો અને લંકા શહેરમાં સીતાને શોધી કહાડી. રામ પાસે પાછા આવીને તેણે કહ્યું: "મેં સીતાને શોધી કહાડયા છે તે રાવણના લંકા શહેરમાં એક મોટા બાગમાં છે."

હનુમાન વાંદરાઓને સરદાર હતા. તે ઘણા ડાહ્યા હતા અને તે ઘણા મજબુત હતા. તે ઝાડ અને ઉંચી દિવાલો ચઢી શકતા. તે બહુ સરસ રીતે કુદી પણ શકતા.

જ્યારે હનુમાન લંકામાંથી પાછા આવ્યા અને સીતા ક્યાં હતા તે રામને કહ્યું ત્યારે વાંદરાના સરદારો રામને લંકા જવામાં અને સીતાને પાછી મેળવવામાં મદદ કરવા માંગતા હતા. પણ ત્યાં મોટો સમુદ્ર ઓળંગવાનો હતો. પુલ સિવાય તેઓ બધા વાંદરાઓને સમુદ્રની પેલી પાર કેવી રીતે લઈ જઇ શકે, તેથી તેમણે બધા વાંદરાઓ ને સાથે બોલાવ્યા અને કહ્યું, આપણે દરિયાની આરપાર પુલ બાંધવો જોઈએ. પહાડોમા જાઓ અને ભેખડો અને મોટા પથરાઓ લઇ આવો."

તરતજ ઉત્તરમાંથી. પૂર્વમાંથી અને પશ્ચિમમાંથી સેંકડો વાંદરાઓ આવ્યા. તેઓ તેમની સાથે મોટી ભેખડો અને પથરા લાવ્યા અને તેને દરિયામાં નાંખ્યા. તેઓ બધા ઘણા ઉદ્યોગી હતા.

હવે એક નાની ખીસકોલીએ તેમને બધાને સખત કામ કરતા જોયા અને તેણે કહ્યું:

"મારે પણ મદદ કરવી જોઇએ." તેથી તે દરિયા તરફ દોડી અને તેમાં પડી. પછી પાણીમાંથી બહાર આવી ને જમીનમાં આળોટી પડી. તેનું શરીર રેતીથી ભરાઇ ગયું અને તે નાની વસ્તુ (ખીસકોલી) પછી ભેખડોમાં દોડી ગઇ અને ત્યાં તે પોતે હાલી. જેવું તેણે તેમ કર્યું, કે તેના શરીર પરથી રેતીનાં કણ દરિયામાં પડયાં. પછી તે પાછી દરિયા તરફ દોડી પાણીમાં કુદી બહાર આવી, રેતીમાં, આળોટી અને ફરીથી ભેખડોમાં દોડી.

રામ, જે તે શું કરતી હતી તે જોતા હતા, તેણે લક્ષ્મણને તેની પાસે બોલાવ્યા અને કહ્યું: "પેલા નાના પ્રાણી તરફ જુઓ. તે રેતીના નાના કણ વડે પુલ બાંધવામાં મદદ કરે છે." પછી લક્ષ્મણે

કહ્યું:" નાની વસ્તુ બહુ કરી શકતી નથી. પણ તે પોતાથી બનતું કરે છે. જેમને આપણે ચાહીએ છીએ તેમને માટે આપણુ આપણું બનતું કરીએ છીએ.

રામે સુગ્રીવને તેની પાસે બોલાવ્યો અને કહ્યું: " પેલી નાની ખીસકોલીને મારી પાસે લાવો." અને જ્યારે સુગ્રીવ તેને તેની પાસે લાવ્યો ત્યારે તેણે તેની પીઠ થાબડી. જેવી તેની આંગળીઓ તેની પીઠપર ફરી કે ત્યાં ત્રણ નીશાનીઓ પડી ગઇ. તેથીજ ખીસકોલી-ઓને પીઠપર હંમેશાં ત્રણ પટા હોય છે.

## Exercise.

1. પ્રશ્નોના ઉત્તરો:—(1) They built it by throwing rocks and stones into the see. (2) It helped by putting grains of sand among the rocks. (3) He said, "Look at that little thing, it is helping to build the bridge with little grains of sand. (4) He said " Little things can not do much. But it is doing its best. we do our best for those we love. He stroked it. They are Rama's finger marks.

2. Tell the story briefly (1) How and why the squirrel helped Rama to build the bridge. (2) Why Rama wanted to get a bridge build.

3. Write five sentences on:—

   a squirrel; Hanuman; a monkey.

4. Make sentences using:—To shake, among, a bridge, behind, to get. Hard: to be busy.

### વ્યાકરણ.

બોલનાર માણુસ પોતાને માટે પહેલો પુરુષ 'હું' 'અમે' 'આપણે' વાપરે છે. જેની સાથે વાત કરાતી હોય એટલે સાંભળનાર માટે બીજો પુરુષ 'તું' 'તમે' વાપરે છે અને જેને વિષે વાત થતી હોય તેને માટે 'તે' 'તેઓ' એમ ત્રીજો પુરૂષ વાપરે છે. અંગ્રેજીમાં પહેલા પુરુષમાં I, We. બીજા પુરુષમા 'Thou' ને 'You' અને ત્રીજા પુરુષમાં 'He, 'She' 'It' અને 'They' વપરાય છે.

Neem tree વિષે જે ૬ઠ્ઠા પાઠના ૪થા પેરેગ્રાફમાં આપ્યું છે તે વિષે તે પોતે કહેતો હોય એવી રીતે I વાપરી બધું લખો: જેમકે:—I am a useful tree. My wood is hard and strong, and is used for making carts and other things. I grow quickly and my branches grow out on all sides; People who have been out in the hot sun are glad to rest under my shade. My leaves do not let the sun shine on them, and so it is cool under the branches. I am a fruit tree. But people do not eat my fruit.

### ચિત્ર વાંચન.

Smile (સ્માઇલ) હસવું–હાસ્ય. Pleasant (પ્લેઝન્ટ) ખુશનુમા.
Learnt (લર્ન્ટ) ભણ્યું Hang (હેંગ) લટકાવવું.
Cost (કોસ્ટ) ની કિંમત બેઠી. Let it lie=પડી રહેવા દેવું.
Life (લાઇફ) જીંદગી

આ નાની છોકરી તમારા તરફ જુએ છે અને તે સ્મિત કરે કરે છે. તેનું મધુર સ્મિત છે. તે તેના પાઠ શીખી છે:અને તેથી તે ખુશ છે. તે સુખી બાળક છે. તે સુખી જીંદગી ગાળે છે.

તે હવે બહાર દોડી જશે અને રમશે. તે તેની કોથળી લટકાવી દેશે.

તે નવી કોથળી છે અને તેણે તેની સંભાળ લેવી જોઈએ. એક રૂપીઓ બાર આના તેની કિંમત બેઠી છે. તેના પિતાએ તેની તે આપી છે. તેથી તેણીએ તેને પડી રહેવા દેવી ન જોઇએ.

## Exercise.

1. પ્રશ્નો:—Why is she smiling ? What life does she live ? What will she do now ? Why should she take care of the bag ? What did the bag cost ? Who paid for it ?
2. Write what you see in the Picture.

Also (ઑાલસો) પણ. Date (ડૅટ) તારીખ.
Forget (ફરગેટ) ભુલી જવું. Forgot (ફરગોટ) ભુલી ગયો.

તારીખ:—ગોવિંદ ડીસેમ્બર મહીનામાં કલકત્તે ગયો હતો. તે બુધવારે આવી પહોંચ્યો, જે ડીસેમ્બર મહીનાનો ચોથો દિવસ હતો. તે ૧૯૨૯નું વર્ષ હતું. તેથી તે કલકત્તે ૧૯૨૯ના ડીસેમ્બરની ૪ થી તરીખે આવ્યો જે તારીખે તે આવ્યો તે આ તારીખ હતી. તે તારીખ ૪–૧૨–૧૯૨૯ આમ પણ લખાય. જ્યારે તમે કાગળ લખો ત્યારે તમારે તેના પર તારીખ મુકવાનું ભૂલવું ન જોઈએ. તારીખ હંમેશાં સરનામા નીચે લખાય છે.

## Excrise,

1. 1st 2nd 3rd 4th એ શબ્દમાં લખો.
2. નીચેની તારીખો કાગળમાં લખવાની જુદી જુદી રીતે લખી બતાવો. ઉદાહરણમાં બતાવ્યા પ્રમાણે પાંચે રીતે બધી તારીખ લખવી.

| | month. | date. | ઉદા. |
|---|---|---|---|
| 1934 | December | 25 | 25th December 1934. |
| 1849 | June | 4 | 25–12–1934. |
| 1972 | August | 15 | $25\frac{12}{1934}$. |
| 1933 | October | 7 | 25–XII–1934. |
| 1935 | February | 28 | 25th Dec.–34. |

## LESSON 23 : પાઠ ૨૩ મો.

### નાની વસ્તુઓ.

Mighty (માઇટી) જોરાવર. Kind (કાઇન્ડ) માયાળુ.
Ocean (ઓશન) મહાસાગર. Kindness (કાઇન્ડનેસ) માયા–દયા.
Cheer (ચિઅર) આનંદ પમાડે છે. Act (એકટ) કામ.
Impart (ઇમ્પાર્ટ) આપે છે. Glad (ગ્લેડ) ખુશ.
Heart (હાર્ટ) અંતઃકરણ. Gladness (ગ્લેડનેસ) ખુશી.
Charm (ચાર્મ) આનંદ. Beauty (બ્યુટી) ખુબસુરતી.

Prose order:—Little drops of water make the mighty ocean and little grains of sand make the pleasant land.

How little words of kindness cheer the heart! and what a world of gladness a smile will impart!

Little acts of kindness cost nothing, but life's best charm is lost when they are wanting.

તરજુમો:—પાણીના નાના ટીપાંઓ મોટા મહાસાગર બનાવે છે, અને રેતીના નાના કણો સુંદર ખુશનુમા જમીન બનાવે છે.

થોડા માયાના શબ્દો અહા, તેઓ અંતઃકરણને કેવો આનંદ આપે છે! એક નાનું સરખું હાસ્ય, સ્મિત કેવું આનંદનું જગત આપશે!

નાના માયાના કામો (અહા) તેની કાંઇજ કિંમત બેસતી નથી પણ જ્યારેં તે નથી હોતા–જ્યારે તેની જરૂર હોય છે–ત્યારે જીવનના ઉત્તમ આનંદો–મઝાહ નાશ પામે છે.

### Exercise.

ઉત્તરો:—(1) Yes, I feel happy. (2) Yes, they do. (3) Yes, it does make me feel glad. (4) Yes, it is a little act of kindness. (5) No, it does not cost any thing. (6) Yes, we are happy.

નવા પ્રશ્નો:—What do little drops of water make? What do little grains of sand make? What do little words of kndness do? What will a smile impart? What do little acts of kindness cost? When is the life's best charm lost?

Explain:—(1) Life's best charm. (2) Words of kindness cheer the heart (3) A smile imparts a world of kindness. (4) Acts of kindness cost nothing.

ઉપરનાની સમજુતી. જવાબો:—(1) The beauty or happiness of the life. (2) Kind word make the heart feel glad. (3) A smile gives joy and we become very glad. (4) We have to pay nothing for kind acts.

આ રીતે આવા શબ્દસમુહો સમજાવી શકાય.

Write the moral of the poem.

વ્યાકરણ.

અંગ્રેજીમાં અને ગુજરાતીમાં જાતી ચાર છે. જાતીને અંગ્રેજીમાં gender કહે છે.

| | | | |
|---|---|---|---|
| નરજાતી | Masculine | (મેસ્કયુલાઇન) | gender. |
| નારીજાતી | Faminine | (ફેમીનાઇન) | " |
| નાન્યેતરજાતી | Neuter | (ન્યુટર) | " |
| સામાન્ય જાતી. | Common | (કોમન) | " |

ગુજરાતીમાં કેવો-કેવી-કે કેવું મુકી નામને સવાલ પુછવાથી અનુક્રમે નર-નારી કે નાન્યેતરજાતી માલમ પડે છે. એક કરતાં વધારેમાં આવે તે સામાન્યજાતી કહેવાય.

અંગ્રેજીમાં તેમ ન ચાલે. તેમાં જે સજીવ પદાર્થના નામ હોય. અને ચોક્ખી નરજાતી માલમજ પડે તો Mesculine gender–ચોક્ખી નારીજાતી માલમ પડે તેજ Feminine gender અને તે સિવાય બધાજ સજીવ અને નિર્જીવ પ્રાણી કે વસ્તુઓ Neuter-genderમાં આવે.

એકથી વધારે જાતીમાં હોય તે Common genderમાં હોય..

Male (મેઈલ) પુરૂષ. Female (ફિમેઈલ) સ્ત્રી.

ઉદા. માણુસ નરજાતી man = Masculine gender.

સ્ત્રી નારી „ woman = Faminine. „

પક્ષી નાન્યેતર a bird = Neture gender છે.

લોક સામાન્ય people = Common „ „

ચોપડીમાં આપેલા વાક્યોમાંના નામો નીચે પ્રમાણેની જાતીના છે.

| Masculine | Feminine | Neutur | Common |
|---|---|---|---|
| man | mother | morning | People |
| uncle | | water | children |
| | | well | |
| | | door | |

Find out the genders of all nouns in lesson 22.

---

## LESSON 24 : પાઠ ૨૪ મો.

### અલાઉદ્દીન ભા. ૨ જો.

Miss ( મિસ ) ગુમાવવું. Wish ( વિશ ) ઈચ્છા.

Step ( સ્ટેપ ) પગથીઉં; પગલું; દાદર. Hall (હૉલ ) ઓરડો.

Temple ( ટેમ્પલ ) દેહરૂં. Remember (રિમેમ્બર) યાદ રાખો.

Wonder ( વન્ડર ) આશ્ચર્ય Diamond ( ડાયમન્ડ ) હિરો.

I miss him very much=મને તેની ઘણી ખોટ લાગે છે.

I will keep it for you=હું તમારે માટે તે રાખીશ.

Holds up=ધરી રાખે છે. Going down=નીચે જતાં.
To go through=માં થઇને જવું.
I have done so=મેં તેમ કર્યું છે.
Would not help me to get out=બહાર નીકળવામાં મને મદદ નહિં કરે.

તરજુમો:—

માતા:—અલાદીનના જવાને અઠવાડીયાથી વધારે થયું છે. મને અજાયબી થાય છે કે તે કેમ હશે. જો કે તે હંમેશાં શેરીમાં રખડતો હતો, છતાં મને તેની ખોટ બહુ સાલે છે; મને ઇચ્છા થાય છે કે તે હમણાં મારી સાથે હોય.

અલાદીન:—(બહારથી બોલાવતાં)માં મહેરબાની કરીને બારણું ઉઘાડ હું ઘેર આવ્યો છું. (અલાદીનની માતા બારણું ઉઘાડે છે અને તે તેના હાથમાં એક દિવા સાથે દોડી આવે છે.)

માતા:—મારા વ્હાલા બેટા, તું આ સુંદર કપડાં ક્યાંથી લાવ્યો? અને કાકા ક્યાં છે?

અલાદીન:—આ સુંદર કપડાં કાકાનાં છે પણ તેને હવે કાકા કહેશો નહિ.

માતા:—પણ શા માટે, અલાદીન? તે તારા પ્રત્યે સારા હતા. અને યાદ રાખ તે બાપના ભાઈ છે.

અલાદીન:—પણ તે બાપનો ભાઈ નથી. તે મારો કાકો નથી. તે ઘણો ખરાબ માણસ છે. હું તને તેને વિષે, અને હું શા માટે ઘેર આવ્યો છું, તે વિષે બધું કહીશ.

માતા:—પણ એ દીવો એ રીતે નાંખી ન દઇશ. તે સુંદર જુનો દિવો છે. તે મને આપ. હું તારે માટે મારી પાસે રાખીશ.

અલાદીન:—મારી વાત આ દિવો અને આ વિંટી વિષે છે. (તેનો હાથ ઉંચો કરે છે.)

માતાઃ—પણ મને દિવો રાખવા દે.

અલ્લાદીનઃ—(તેની માતાને દિવો આપતાં) તે ઘરડો માણસ મને તેને ઘેર લઈ ગયો અને અમે ત્યાં એક અઠવાડીયું રહ્યાં. પછી તે મારે માટે કેટલાંક સુંદર કપડાં લાવ્યો અને એક સાંજે તે મને એક અદ્ભુત બાગમાં લઇ ગયો. અહિં અમે ફર્યા અને આખરે અમે એક મોટા ઝાડ પાસે આવી પહોંચ્યા જ્યાં તે ઘરડો માણસ અટક્યો. "મારે માટે કેટલાંક સુકાં પાંદડાંને લાકડીઓ લાવ." "તેણે મને કહ્યું. અને હું તેને માટે કેટલાંક લઇ આવ્યો. પછી તેણે દેવતા સળગાવ્યો અને જ્યારે બળતું થયું ત્યારે તેણે કાંઇક રેતી જેવું તેમાં નાંખ્યું. એટલે એકદમ જમીન ઉઘડી અને લોઢાની કડીવાળો ઘણો મોટો પથરો ઉપર આવ્યો."

માતાઃ—કડીવાળો ઘણો મોટો પથરો?

અલ્લાદીનઃ—હા, માં અને હું તો નાસી જવા માંગતો હતો પણ ઘરડા માણસે કહ્યું: હું તને કહું તેમ કર અને આપણે જગતમાં સૌથી વધુ પૈસાદાર માણસો થઇ જઇશું. આ પથરા નીચે બહુ પૈસો છે. મારી આંગળી પરની આ વિંટીને અડક અને આ પત્થર ખેંચ."

માતાઃ—અને તેં તેમ કર્યું?

અલ્લાદીનઃ—હાં, મા. મેં તેમ કર્યું: અને જ્યારે મેં પત્થર ઉંચક્યો કે મેં પૃથ્વીમાં અંદર જવાનાં પગથીયાં જોયાં. તે ઘરડા માણસે કહ્યું:—

"આ પગથીએ નીચે જા અને તું એક લોઢાના દરવાજા આગળ આવીશ આ દરવાજામાં થઇને જજે અને તું અદ્‌ભૂત વસ્તુઓ ભરેલા ત્રણ ઓરડાઓ જોઇશ. આ ઓરડાઓમાં થઇને જજે અને તું એક સુંદર બગીચામાં આવીશ. બગીચાના છેડે તું એક નાનું મંદિર જોઇશ જેમાં એક નાનો દિવો બળતો હશે. તને દિવો જડે કે તું તેને હોલવી નાંખજે અને તેને મારી પાસે લાવજે."

માતા:—અને પછી તું પગથીઆં થઇને નીચે ગયો ?

અલાદીન:—હા, માં, હું ગયો. ઘરડા માણસે મને તેની વિંટી આપી અને કહ્યું. "જો તારી પાસે તારી આંગળી ઉપર આ વિંટી હશે તો કોઈ તને ઈજા કરશે નહિ." તેથી મેં વિંટી મારી આંગળી ઉપર પહેરી અને પગથીયે થઇને નીચો ગયો કે તુરતજ હું ભોંયરાના દરવાજે આવ્યો, તે ઉઘાડયો અને ત્રણુ ઓરડાઓમાં થઈને હું આગળ ચાલ્યો, પછી હું બગીચામાં આવ્યો. અને તારા ધારવા મુજબ તેમાં શું ઉગ્યું હશે, માં ?"

માતા:—સુંદર પુષ્પો અને સરસ ફળ.

અલાદીન:—હા. પણ પુષ્પો અને ફળો સોનાનાં બનાવેલાં હતાં અને ઝાડોના થડો ઉપર હિરા હતા.

માતા:—અને મારે માટે કેટલાક હિરા કેમ ન લાવ્યો ?

અલાદીન:—પણ હું તે લાવ્યો છું.

માતા:—તો આપણે પૈસાદાર થઇશું.

અલાદીન:—પણ થોભ. મને દિવા વિષે કહેવા દે, માતા. તે મંદિરમાં બળતો હતો અને મેં તે હોલવી નાંખ્યો, અને તે સાથે દોડી ગયો જ્યારે હું પગથીયાની ટોચે આવ્યો ત્યારે ઘરડા માણસે મને કાણામાંથી બહાર નીકળવામાં મદદ ન કરી તેથી મેં તેને દિવો આપ્યો નહિ આથી તે ઘણો ગુસ્સે થયો અને તેણે પથરો પાછો કાણામાં મુકી દીધો. તેથી હું તેમાં ગોંધાઈ ગયો.

માતા:—બીચારો છોકરો: અને તું કેવી રીતે બહાર આવ્યો ?

અલાઉદીન:—હું પગથીયાં પર બેઠો અને રડયો. પણ જેવા મેં મારા હાથ મારા મોં પર મુકયા કે એક જીન મારી આગળ ખડો થયો. તેણે કહ્યું: "હું વિંટીનો જીન છું અને તું મારી પાસે જે કરાવીશ તે હું કરીશ." "મહેરબાની કરી મને કાણામાંથી બહાર કાઢ." મેં કહ્યું અને તરતજ મેં જોયું તો હું આપણા ઘરની પાસે હતો.

માતાઃ—તું પાછો આવ્યો તેથી મને આનંદ થાય છે, અલા-દીન, મને તારી બહુ ખોટ લાગતી હતી. મને ફરીથી છોડી જઇશ નહિ, મારા બેટા.

## Exercise.

ઉત્તરોઃ—Yes, he had a lamp. He gave it to his mother. She said that she would keep it for him. He got it from the hole. Because he did not give him the lamp. He sat and cried. When he put his hand on his face the Jin came and stood before him.

2. Use the following in sentences:—

a wonderful thing; to touch; steps; to climb up; to climb down; diamonds; to miss (ની ખોટ જણાવી). to have one with our selves; to keep for; to make a fire; to go through; to find; to hurt; to help to get out; to tell someone to do something; to find oneself; to be glad to have.

3. What is a mother's brother called ?
What is a father's sister called ?
What is a mother's sister called ?
What is a father's brother called ?

4. Re-write the conversation that took place be tween the oldman and Aladdin. (as said by Aladdin) (Begin:—Uncle said, "Get into...)

### ચિત્ર વાંચન.

| | |
|---|---|
| Mine (માઇન) મારૂં | Theirs (ધેર્સ) તેઓનું |
| Ours (અવર્સ) આપણું | Hers (હર્સ) તેણીનુ |
| Yours (યોર્સ) તમારૂં | Sita's (સીતાઝ) સીતાની |

શિક્ષક:—અહિં અગીઆર પેન્સીલો છે. પેન્સીલોમાંની બે મારી છે. પેન્સીલોમાની નવ તમારી છે. નવ પેન્સીલો કોની છે?

છોકરાઓ:—આ નવ પેન્સીલો અમારી છે.

શિક્ષક:—મારી પેન્સીલોમાંની એક હું સીતાને આપું છું. તે હવે સીતાની છે. પણ આ બીજી પેન્સીલ તેણીની નથી. તે મારી છે. છોકરાઓ પાસે નવ પેન્સીલો છે. સીતા, આ બે પેન્સીલો તેમની છે?

સીતા:—આ બે પેન્સીલો તેમની નથી પેલી પેન્સીલ તમારી છે અને આ બીજી પેન્સીલ મારી છે તમે હમણાંજ તે મને આપી છે.

---

## LESSON 25 : પાઠ ૨૫ મો.

### નાનો તારો.

Twinkle (ટવીન્કલ) ચમક. Dew (ડયુ) ઝાકળ.

Prose order:—Little star twinkle. I wonder that you are so high up above the world, like a diamond in the sky.

You show your little light when the burning sun is set and the grass is wet with dew. (You) twinkle all the night.

તરજુમો:—નાના તારા ચમક. હું આશ્ચર્ય પામું છું કે આકાશમાં પૃથ્વીથી આટલે ઉંચે હીરા જેવી વસ્તુ શું છે!

જ્યારે બળતો સૂર્ય આથમી ગયો હોય છે. અને ઘાસ ઝાકળથી ભીનું થઇ ગયું હોય છે ત્યારે તું નાનો તારો પ્રકાશે છે. આખી રાત ચળક.

### Exercise.

ઉત્તરો:—The star is so high up above the world.
The star is like a diamond. Because it

twinkles. Because the sun's light is very bright. They begin to twinke after the sun is set. The grass is then wet with dew. The star twinkles all the night.

---

### વ્યાકરણ.

સર્વ નામને પણ જાતી અને વચન હોય છે. નામને બદલે વપરાય તે સર્વનામ. તેને અંગ્રેજીમાં pronoun (પ્રોનાઉન) કહે છે.

નોંધ:—પુરુષવાચક=Presonal Pronouns. અંગ્રેજી, ચોપડીમાં પાઠની નીચે આપ્યા છે. ગુજરાતી નીચે પ્રમાણે:—
કર્તા–કર્મ–અને સંબંધ ત્રણે વિભક્તિના જુદા જુદા લખ્યા છે.

| | એકવચન | બહુવચન. |
|---|---|---|
| ૧લો પુરૂષ | હું—મને—મારૂં | હમે હમને હમારૂં<br>આપણે આપણને આપણું |
| ૨જો પુરૂષ | તું તમે તારૂં | તમે તમને તમારૂં |
| ૩જો પુરૂષ | તે તેને તેનું<br>તેણી તેણીને તેણીનું<br>તે તેને તેનું | તેઓ તેઓને તેઓનું. |

ચોપડીમાં આપેલા વાક્યોમાં I અને Piece બહુવચનમાં વાપરી તે વાક્યો ફરી લખવાના છે. તે આ પ્રમાણે.

We cut the pieces of papers in two; We cut them down the middle; what did we do. We cut the pieces of papers in halves. The pieces on the right were the same size as the pieces on the left.

---

## LESSON 26 : પાઠ ૨૬ મો.

A tomb (ટુમ્બ) કબર. Building (બિલ્ડીંગ) મકાન.
Shown (શોન) બતાવેલું. English (ઈંગ્લીશ) અંગ્રેજી.
Marble (મારબલ) આરસ. Lakh (લેખ) લાખ.
Palace (પેલેસ) મહેલ. Workman (વર્કમેન) મજુર; કારીગર.
Thousand (થાઉઝન્ડ) હજાર. Taj mahal=તાજમહાલ.
Mumtaj Mahal=મુમતાઝ મહાલ. It cost=ની કિંમત બેઠી.

The white marble is **too bright** to look at=The white marble **is so bright** that we **cannot** look at it.

તરજુમોઃ—આ ચોપડીની આગળ આપેલું ચિત્ર જુઓ. ત્યાં તમને કેવું સુંદર ચિત્ર દેખાડવામાં આવે છે. તે કદાચ જગતમાં સૌથી સુંદર મકાન હશે તે તાજમહાલ કહેવાય છે અને આગ્રા શહેરમાં છે. તે સફેદ આરસનું બાંધેલું છે અને તે એક બાગમાં છે.

જો કે તે એક મહેલ જેવું લાગે છે પણ તે મહેલ નથી પણ ઘુમ્મટ છે. એક મહાન રાજા જે આગ્રામાં રહેતો હતો તે શાહજહાંને તે બાંધ્યો હતો. તેની રાણીનું નામ મુમતાજમહાલ હતું. જેનો અર્થ અંગ્રેજીમાં "મહેલની પટરાણી" થાય છે. તેને આ નામ આપવામાં આવ્યું હતું કારણ કે તે ઘણી ખુબસુરત હતી.

શાહજહાન તેને ઘણો ચાહતો, અને જ્યારે તે મરી ગઈ ત્યારે તે ઘણો શોકાતુર થયો તેણે કહ્યું, "હું મારી પત્ની માટે એવો ઘુમ્મટ બાંધીશ જે જગતમાં સૌથી સુંદર ઘુમ્મટ હશે." તેથી તેણે આ ઘુમ્મટ બાંધ્યો જે એક મહેલ જેવડો મોટો છે. તેને બાંધતાં વીસ વરસ થયાં અને હજારો કારીગરોએ તે પર કામ કર્યું હતું. તેને બાંધતાં લાખો રૂપીઆ લાગ્યા.

તાજમહાલ ચાંદનીમાં ઘણો સુંદર લાગે છે. સૂર્યના તેજમાં સફેદ આરસ એટલો બધો પ્રકાશે છે કે આપણે તેને (તેના તરફ) જોઈ શકતા નથી.

## Exercise.

ચોપડીમાંના પ્રશ્નોના ઉત્તરો:—The Taj is built of white marble. It took twenty years to build it. It cost many lakhs of rupees to build it.

તાજને વિષે I વાપરીને (તાજમહાલ પોતાની હકીકત કહેતો હોય એવી રીતે) લખો.

આ પ્રમાણે:—I am perhaps the most beautiful building in the world. I was built by Shah Jahan a great king who lived at Agra. He built me over his wife Mumtaz Mahal whom he loved very much. I am built of white marble. It took twenty years to build me and many thousands workmen worked on me. I cost many lakhs of rupees. I look very beautiful by moon light. In sun light my white marble is too bright to look at.

2: નવા પ્રશ્નો:—What do you mean by Mumtaz Mahal ? When does the Taj look most beautiful ? Where is the Taj Mahal ? Who was Shah Jahan ?

3. Use cost, at the front of, perhaps, to build, the most beautiful, as large as, as small as, in different sentences.

અંદર આપેલો કાગળઃ—

૧૨ બ્રોડ શેરી
કલકત્તા
૪થી જુન ૧૯૩૦

વ્હાલાભાઈ અઝીઝ

તમે આજે હમારી સાથે બોલબેટ રમશો ? જો તમે આવો તો હમે ઘણાં ખુશ થઈશું.

તમારો, હરિ.

So=એટલાબધાં, ઘણાં; If you would=if you would come.

એનો જવાબઃ—

15, Moghul Street,
Calcutta.
4th. June 1930.

Dear Hari,

Thank you. I shall very willingly come.

Yours, Aziz.

જો ન જવું હોય તો આ પ્રમાણે છેલ્લું વાક્ય લખવું:—

I am sorry. I shall not be able to come to-day. I have to go to see my uncle (અથવા એવુંજ કાંઇ કારણ જે હોય તે લખવું).

ઉપર પ્રમાણે જુદી જુદી બાબતની બે ત્રણ ચીઠ્ઠી લખી તેના ઉત્તરો લખો.

## વ્યાકરણ

Tense=કાળ. Tense એટલે વખત. જુદો જુદો વખત બતાવવાને જુદા જુદા કાળ વાપરી શકાય. ત્રણ કાળ મુખ્ય છે.

**The** present=વર્તમાન ( જે વખતે વાત કરતાં હોય તે ).
The past=ભૂતકાળ ( થઈ ગયેલો વખત ).
**The** future=ભવિષ્યકાળ ( આવવાનો વખત ).

એ દરેક કાળના જુદા જુદા રૂપો થાય છે. અંગ્રેજી રૂપો ચોપડીમાં આપ્યા છે. એનું ગુજરાતી આ પ્રમાણે થાય.

વર્તમાનકાળ.

| એકવચન | બહુવચન. |
| --- | --- |
| ૧ હું ચાહું છું | હમે ચાહીએ છીએ. |
| ૨ તું ચાહે છે | તમે ચાહો છો. |
| ૩ તે, તેણી, તે ચાહે છે. | તેઓ ચાહે છે. |

ભૂતકાળ.

| | |
| --- | --- |
| ૧ મેં ચાહ્યું | હમે ચાહ્યું. |
| ૨ તેં ચાહ્યું | તમે ચાહ્યું |
| ૩ તેણે, તેણીએ, તેણે ચાહ્યું | તેઓએ ચાહ્યું. |

ભવિષ્યકાળ.

| | |
| --- | --- |
| હું ચાહીશ | હમે ચાહીશું. |
| તું ચાહશે | તમે ચાહશો. |
| તે, તેણી, તે ચાહશે | તેઓ ચાહશે. |

ચોપડીમાં આપ્યા પ્રમાણે .walk; go write, read વિગેરે ક્રિયાપદના ત્રણે કાળના રૂપ લખો.

---

## LESSON 27 : પાઠ ૨૭ મો.

### શું ચંદ્ર થાકી ગયો છે.

Pale (પે'લ) ફીક્કો.
Veil (વેઈલ) પડદો.
Scale (સ્કે'લ) ચઢ ઉત્તર કરવી.
Misty (મિસ્ટી) ધુમસવાળું.
Paper (પેપર) કાગળ.
Papery (પેપરી) કાગળવાળું.

Fade (ફેડ) અદૃષ્ય થવું. Dawn (ડૉન) પરોઢ.
Mist (મિસ્ટ) ધુમસ. Cover (કવર) ઢાંકવું; ઢાંકણુ.
Prose order:—પહેલી કડી લાઈનબંધ લખવાથી ગોઠવાઈ જશે.

બીજી કડી:—The moon shows papery white before the coming of the night. She fades away before the dawning of the day.

અંગ્રેજીમાં ચંદ્રની નારીજાતી ગણવામાં આવે છે.

**તરજુમો:**—શું ચંદ્ર થાકી ગયો છે? તે પોતાના ધુમસના પડદામાં આટલો બધો ફીકો દેખાય છે. તે આકાશમાં પૂર્વથી પશ્ચીમ ચઢ ઉતર કરે છે, અને બીલકુલ આરામ લેતો નથી. ચંદ્ર રાત્રી પડયાં પહેલા કાગળ જેવો સફેદ દેખાય છે. અને દિવસના ઉગતાં પહેલાં તે અદૃષ્ય થઇ જાય છે.

નીચેની નોંધનો તરજુમો:—

જ્યારે ચંદ્ર ધાડા વાદળ પાછળ હોય છે ત્યારે તમે તેને જોઇ શકતા નથી. ધુમસ એ એક ધાડું વાદળું છે, જેની આરપાર તમે જોઈ શકતા નથી. જ્યારે ધુમસ ચઢે છે ત્યારે ચંદ્ર પ્રકાશતો નથી. ધુમસ તેનો પ્રકાશ ઢાંકી દેનાર પડદા જેવું છે. જ્યારે ચંદ્ર પ્રકાશતો નથી ત્યારે તે સફેદ ને ફીકકો લાગે છે. જ્યારે તમે થાકી જાવ છો ત્યારે તમે ફીકકા લાગો છો. તેથી ચંદ્ર થાકેલો દેખાય છે.

સ્ત્રીઓ પોતાના ચહેરા પડદાથી ઢાંકી દે છે. ચંદ્ર પોતાનું મ્હોં પડદાથી ઢાંકી દેનાર સ્ત્રી જેવો છે. તેનો પડદો શાનો બનેલો છે? (જ. Her veil is made of mist.)

1. ઉત્તરો:—(1) The moon seems to climb the sky as night begins. (2) Because she has scaled the sky. (3) She shines after the sun sets. (4) No. The moon does not shine brightly at dawn,

2. નવા પ્રશ્નો:—What is mist? How do you look when you are tired? What is a woman's veil made of? What is dawn?
3. Write five sentences on the moon.

---

## LESSON 28 : પાઠ ૨૮ મો.

### સુધા ને કમળા.

Stupid (સ્ટુપીડ) લુચ્ચો. Course (કોર્સ) માર્ગ.
Later (લે'ટર) પાછળથી. Held (હેલ્ડ) પકડી રાખી.
Cake (કે'ક) પુરી, ભાખરી. Clever (કલેવર) ચતુર.
Knew (ન્યુ) જાણ્યું. Sudha=સુધા. Kamala=કમળા.
With my eyes shut=આંખ બંધ કરીને.
With my eyes open=આંખ ઉઘાડી રાખીને.
A boy can do anything that a girl can do=જે કાંઈ એક છોકરી કરી શકે તે બધુંજ છોકરો કરી શકે.
I should have seen that before=તે મારે આગળથી જોવું જોઈતું હતું.
Had nothing to himself=તેને પોતાને ખાવાને કાંઇજ ન રહ્યું.

તરજુમો:—સુધા અને કમળા ભાઈ અને બ્હેન હતાં. સુધા કમળા કરતાં મોટો હતો.

એક દિવસ, તેઓ જ્યારે બાગમાં રમતાં હતાં ત્યારે કમળાએ સુધાને કહ્યું: "સુધા, તું મારા કરતાં મોટો છે. પણ હું કંઈક આંખો બંધ કરીને કરી શકું છું. તે તું આંખો ઉઘાડી રાખીને કરી શકતો નથી." સુધા હસ્યો અને બોલ્યો: "કમળા, જે એક છોકરી કરી શકે તે બધુંજ છોકરો કરી શકે. પણ એ શું છે જે તું તારી આંખો બંધ રાખીને કરી શકે છે તે હું મારી આંખો ઉઘાડી રાખીને ન કરી શકું?"

પછી કમળાએ કેટલીક રેતી લીધી અને તે તેણે પોતાની આંખો બંધ રાખીને મ્હોડાપર મુકી રાખી.

"હવે ભાઈ" તેણીએ કહ્યું: "તું આ તારી આંખો ઉઘાડી રાખીને કરી શકે છે!"

અલબત સુધા તેમ કરી શકે નહિ કારણ કે તે જો આંખો ઉઘાડી રાખીને તેમ કરે તો તેની આંખમાં રેતી જાય. તેથી તે કાંઈ બોલ્યો નહિ અને ચાલ્યો ગયો.

થોડીવાર પછી સુધા બે પુરી તેની બ્હેન પાસે લાવ્યો અને બોલ્યો: "કમળા, મારી પાસે કેટલી પુરી છે!" "કેમ, બે, અલબત્ત." કમળાએ કહ્યું. "નહિ. મારી પાસે ત્રણ પુરી છે." "અને કેવી રીતે?" કમળાએ પૂછયું. "જો," સુધાએ કહ્યું. " આ પુરી નંગ એક અને આ પુરી નંગ બે. હવે એક અને બે મળીને ત્રણ થાય. તેથી મારી પાસે ત્રણ પુરી છે." "સમજી". કમલાએ કહ્યું, " હુંય કેવી મૂર્ખી! મારે તે પહેલાં જોવું (સમજવું) જોઈતું હતું."

તેજ વખતે બાળકોના બાપા બાગમાં આવ્યા. કમળાએ કહ્યું: "બાપા, અમારી પાસે ત્રણ પુરી છે. તમે એક લેશો?" "આભાર" બાળકોના બાપાએ કહ્યું, "હું એક લઈશ." "બાપાને એક નંબરની પુરી આપો." કમળાએ તેના ભાઇને કહ્યું, "અને મને બે નંબરની પુરી આપ. તમે ત્રણ નંબરની પુરી લેજો"

તેથી સુધાને પોતાની પુરીઓ આપી દેવી પડી અને તેને પોતાને ખાવા કાંઈ રહ્યું નહિ.

## Exercise.

1. ઉત્તરો:—No. She was not a stupid girl. No. He was a stupid boy. He could not hold sand on his face with his eyes open. Because he had only two cakes.

2. નવા પ્રશ્નો:—Who was cleverer of the two? Can a boy do any things that a girl can do? What should you say when any one gives you anything.
3. Explain:—Give father cake No 1.
4. Of course, with your eyes shut, with your eyes open, nothing, stupid, had nothing to eat. આને વાક્યોમાં વાપરો.
5. Write the story briefly.

---

## LESSON 29. પાઠ ૨૯ મો.

| | |
|---|---|
| Shell (શેલ) કોચલું. | Lay (લે) મૂકવું. |
| Real (રિઅલ) ખરૂં. | Need (નીડ) ખરૂં. |
| Laid (લેડ) મૂક્યું. | Really (રિઅલી) ખરી રીતે. |

તરજુમો:—અ ૬મા પાનાપર આપણે પક્ષીના માળાનું એક ચિત્ર જોઈએ છીએ. તે ખરો માળો નહતો. તે તો ફક્ત એક ચિત્રજ હતું. પક્ષિએ પોતાનો માળો એક ઝાડપર બાંધ્યો હતો. પક્ષીઓ પોતાના ઈંડા માળામાં મૂકે છે, બધા ઈંડા એકજ રંગના હોતા નથી. કેટલાક ઈંડાના કોચલાં સફેદ હોય છે ને કેટલાકના ભુરા હોય છે. આપણી નાની કવિતામાં એક નાનું પક્ષી તમારી સાથે વાત કરે છે. તે તમને પોતા વિષે બધું કહે છે. તે પોતે કોચલામાં હતું ત્યારથી તે પોતે આમતેમ ઉડતું થયું ત્યાં સુધી (બધી બાબત તમને કહેશે). અલબત પક્ષી ખરેખર બોલી શકતા નથી.

Prose order:—(1) I first lived in a little house very well. And to me the world was made of pale blue shell.

(2) Next I lived in a little nest and needed no other. I thought that the world was made of straw and was covered by my mother.

(3) ૩જી કડી લાઇનબંધ લખવાથી ગોઠવાઈ જશે.

(4) પહેલી બે લીટી લખી દેવી. ત્રીજી લીટીથી આ પ્રમાણે:— Now I can not tell how the world is really made ? Can you ?

તરજુમો:—હું એક નાના ઘરમાં રહેતું હતું અને ત્યાં ઘણી સારી રીતે રહેતું હતું. મારા મનથી દુનીયા નાની અને ગોળ હતી અને ફીક્કા ભુરા કોચલાની બનેલી હતી.

પછી હું નાના માળામાં રહ્યું અને મને બીજાની જરૂર નહતી. ત્યારે મેં ધાર્યું કે દુનીયા પરાળની બનેલી અને મારી માંથી ઢંકાયલી હતી.

એક દિવસ હું મને જે કાંઈ મળે તે શોધવા માળાની નીચે ઉડયું ત્યારે મેં કહ્યું. કે દુનીયા પાંદડાની બનેલી છે હું તો ઘણું આંધળું છું. આખરે હું ઝાડોથી ઉંચે ઉડયું, અને જોયું કે આકાશ ભુરૂં હતું. પણ હવે દુનીયા ખરેખર શાની બનેલી છે તે હું કહી શકતું નથી. તમે કહી શકશો ?

**Exercise.**

1. The little bird first lived in a shell. The egg was white and blue. The bird next lived in a nest. No. It did not want any other home. Yes. It liked its nest. There was straw and and its mother in the nest. Yes, it was high upon the tree. It flew down one day. It saw how the nest was really made. No It could not. No. I cannot tell how it is really made.

2 કવિતામાં જોઇ પક્ષી માટે થોડાં વાક્યો લખી કાઢો.
Fill in the blanks:—The bird —— that the world was made of ——. Next it thought it was made of ——. The third time it thought that it was ——. ——.

3. Look at the picture on page eight and write five sentences about a nest.

---

## LESSON 30. : પાઠ ૩૦ મો.

### અલાદ્દીન ભા. ૩ જો.

Rub (રબ) ઘસવું. Bazar=બજાર.
Money (મની) પૈસા. No need=જરૂર નથી.
Remember (રીમેમ્બર) યાદ હોવું. Jins : જીન્સ.
Marry (મેરી) લગ્ન કરવા; પરણવું. A palace (પેલેસ) મહેલ.
It is too much for it to do in a night=It is so much hard for it that it can not do it in one night.

તરજુમો:—

માતાઃ—અલાદીન આ બધા વરસો તું મારા તરફ સારા છોકરા તરીકે રહ્યો છે. તેં મારી સંભાળ રાખી છે અને મને આ બધી મીલ્કત આપી છે. હવે, હું જેમ કરતી હતી તેમ સવારથી સાંજ સુધી કામ કરવાની જરૂર નથી પડતી.

અલાદીનઃ—પણ મેં તમને આ મીલ્કત નથી આપી.

માતાઃ—પણ તું અંધારા કાણુામાં ગયો અને અદ્દભૂત દિવો લાવ્યો.

અલાદીનઃ—પણ તેનું શું કરવું તે કોણે શોધી કાઢયું? તે તમે હતાં. મા તમે જાણો છો કે બજારમાં હિરાઓ માટે તેઓએ મને કેટલું ઓછું આપ્યું.

મહિનાની આખરે આપણી પાસે જરાય પૈસો ન હતો. અને પછી તેને ખબર છે કે મેં શું કહ્યું ?

માતાઃ—તમે કહ્યું:—"આપણે દિવો વેચવો જોઇએ ?"

અલાદીનઃ—હા, પછી તેને સાફ કરવા તેં એક કપડાના કટકા વડે તેને ઘસ્યો અને જીન આપણી આગળ ઉભો રહ્યો ત્યાર પછી આપણે જાણ્યું કે જીનને હાજર કરવા બન્ને વિંટી અને દિવાનું શું કરવું તેથી તમને બધી મીલ્કત મેં આપી નથી. માં એ મીલ્કત મેળવનાર તમેજ છો.

માતાઃ—ઘણું સારૂં ત્યારે આ બધી મીલ્કત તારે માટે મેળવનાર હુંજ હતી. પણ તેને હવે તું શું કરવાનો છે ?

અલાદીનઃ—માતા ચીનના રાજાની દીકરી–ચીનની સુંદર રાજકન્યાને પરણવાનો છું–જે આખા જગતમાં સૌથી વધારે ખુબસુરત રાજકન્યા છે.

માતાઃ—પણ રાજા તને તેની સાથે કદાપી નહિ પરણવા દે.

અલાદીનઃ—પણ તે પરણવા દેશે, માતા, આજે સવારે જ્યારે મેં તેણીને મારી સાથે પરણાવવાની વાત કરી ત્યારે તેણે મને કહ્યું.

"તમે તેને રહેવા માટે મહેલ બાંધી શકો ? તમે તેને હિરા અને સુંદર કપડાં આપી શકો ?"

માતાઃ—અને તેં શું કહ્યું ?

અલાદીનઃ—મેં કહ્યું: "ઓ રાજા હું તેને હિરા અને સૌથી સુંદર કપડાં પહેરાવી શકું. આખા પેકીનમાં છે તે કરતાં પણ વધારે અદભૂત મહેલ હું તેને માટે બાંધી શકુ."

માતાઃ—અને રાજાએ શું કહ્યું ?

અલાદીનઃ—તેણે કહ્યું: "તું મારા મહેલ આગળનો જમીનનો ટુકડો ભલે લે. જો તું તે પર એક રાતમાં મહેલ બાંધે તો હું તને મારી દિકરી પરણાવીશ."

માતા:—હું ધારે છે કે જીન એક રાતમાં મહેલ બાંધી શકે. હું નથી ધારતી કે તે તેમ કરી શકે. એક રાતમાં તે કરવું તેને માટે ઘણું વધારે છે.

અલાદીન:—ઠીક આપણે જોઇશું.

## Exercise.

1. ઉત્તરો:—No she had no need to work. She found out how to bring the Jin. He said he was going to marry the king's daughter. No She thought that he could not do it.
2. Write the conversation that took place between Aladdin and the king as said by Aladdin to his mother.
3. Another:—How were the jins made to appear? Why was Aladdin's mother pleased? What had Aladdin to do to marry the Princess of China.
5. નીચેના શબ્દો વાક્યમાં વાપરો:—To let him marry; could build. Wealth: To give for.

---

## LESSON 31 : પાઠ ૩૧ મો.

| | |
|---|---|
| Seed (સીડ) બીયાં. | Bury (બરી) દાટવું. |
| Bean (બીન) શીંગ. | Buried (બરીડ) દાટ્યું. |
| Stem (સ્ટેમ) ડીટું. | Happen (હેપન) થયું. |
| Skin (સ્કીન) છાલ. | Close (ક્લોઝ) પાસે. |
| Lie (લાઇ) પડયા રહેવું. | Closely (ક્લોઝલી) પાસેથી. |
| Lying (લાઇંગ) પડી રહ્યું છે. | Atlast (એટલાસ્ટ) આખરે. |
| Shell (શેલ) કોચલું. | |

The little plant is right in the heart of the seed =નાનો છોડ બરાબર બીના અંતરમાં હોય છે.

તરજુમો:—દરેક છોકરો જાણે છે કે ઝાડો બીમાંથી ઉગે છે. પણ દરેક છોકરો જાણતો નથી કે બીને જમીનમાં દાટયા પછી શું થાય છે ?

અહિં થોડાં બી છે તેઓ સીંગના છોડનાં બી છે. દરેક બી નાના કાચલામાં છે જેને આપણે છોતરૂં કહીએ છીએ. જો બી પાણીમાં પડેલું હોય છે. તે નરમ હોય છે અને છોતરૂં કહાડી લેવું બહુ સહેલું પડે છે. અહિં એક છોતરૂં કહાડી લીધેલું બી છે. બી અંદરથી સફેદ હોય છે અને તે બે અડધીયામાં છે. જેમ તમે ચોપડી ઉઘાડો તેમ તમે તે ખોલી શકો. બીજના બે અડધીયાં વચ્ચે તમે બાળછોડને જોઈ શકો છો. નાનો છોડ બરોબર બીજના અંતરમાં છે.

તમે જુઓ છો કે દરેક છોડને એક બાજુએ નીશાની હોય છે. તમે જો આ નીશાનીને કોઇ સીંગના બી પર બારીકાઇથી જુઓ તો તમે તેને એક છેડે એક કાણું જોશો જો તમે શીંગની બી ને ભીની જમીનમાં દાટો તો થોડા દિવસો પછી તમે નાનું સફેદ મુળાયું આ નાના કારણમાંથી આવતું જોશો. થોડા વધારે દિવસોમાં બી તેનું છોતરૂં તોડી નાંખે છે અને જમીનની બહાર આવે છે. પછી તે ઉઘડે છે અને બે લીલાં પાંદડાં તેમાંથી બહાર આવે છે. જો તમે બીની નીચે જુઓ તો તમે છોડનું દીટું જોઈ શકશો દીટું ઝડપથી ઉગે છે અને જેમ તે મોટું ને મોટું વધતું જાય છે, તેમ વધારે પાંદડાં બહાર આવે છે. અને જેમ વધારે પાંદડાં બહાર આવે છે, તેમ બીજનાં બે અડધીયાં નાનાં ને નાના થતાં જાય છે અને આખરે પડી જાય છે.

આપણે જાણીએ છીએ કે છોડને જીંદગી હોય છે કારણ કે આપણે તેને ઉગતાં જોઈ શકીએ છીએ. છોડ તેનો ખોરાક ક્યાંથી મેળવે છે ? તે તેનો કેટલોક ખોરાક મુળીયાં મારફતે હવામાંથી મેળવે

છે. જ્યારે છોડ ઘણો નાનો હોય છે અને પાંદડાં હોતાં નથી ત્યારે હવામાંથી ખોરાક મેળવી શકતો નથી. પણ તેને માટે બીજમાં ખોરાક હોય છે. બીના બે અડધીયાં નાના શીંગ છોડના ખોરાક છે કે જે આખરે પડી જાય છે. તેથી તે નાનાં ને નાનાં થતાં જાય છે. અને જ્યારે તેઓ પડી જાય છે, ત્યારે બાળ છોડને ઘણાં પાંદડાં હોય છે તેથી તે તેનો જોઇતો બધો ખોરાક પાંદડાં મારફતે હવામાંથી મેળવી શકે છે.

## Exercise.

1. ઉત્તરો:—It is like a shell. It is white. The stem is between the two halves of the seed. It has a mark on one side. At one end of the mark. Thə root comes out. It breaks its skin and comes up. It gets its food from the earth and the air.
2. Answer:—What does a young plant get its food from ? When do the halves fall off ? Why ? Where does a plant grow well ? How do you plant a seed ? Where is a little plant in the seed ?
3. Use the following in sentences:—a seed; to lie; to bury; to happen; closely.
4. Write five sentences about:—(1) How a plant grows. (2) How it gets its food.
5. Fill in the blanks:—So it —— —— all the food it needs from the —— through its leaves.

## LESSON 32 : પાઠ ૩૨ મો.

| | |
|---|---|
| Asleep (અસ્લીપ) સુતેલો. | Rise ( રાઇસ ) ઉગવું. |
| Sun shine (સનશાઇન) તડકો. | Rose ( રોઝ ) ઉગ્યું. |
| Lie (લાઇ) પડી રહેવું. | Voice ( વૉઇસ ) અવાજ. |
| Lay ( લે ) પડી રહ્યું. | |

Lay fast a sleep=ઘસઘસાટ ઉંઘતો પડી રહ્યો હતો.

Prose order:—A dear little plant lay fast asleep burried deep in the heart of a seed.

The sunshine said, "Wake and creep to the light." The voice of the bright rain drops said, 'Wake.'

The little plant heard this and (it) rose to see, "What might the wonderful out side world be."

તરજુમો:—એ નાનો વ્હાલો છોડ બીના અંતરમાં ઉંડો દટાઇને ઘસઘસાટ ઉંઘતો પડી રહ્યો હતો. તડકાએ કહ્યું 'નાના છોડ જાગ. અને બહાર આવ.' વરસાદના ચળકતાં ટીપાએ કહ્યું. 'નાના છોડ જાગ.'

નાના છોડે તે સાંભળ્યું અને બહારની અદ્દભુત દુનીયા શું છે તે જોવાને ઉઠયો. ( બહાર આવ્યો ).

### Exercise.

1. ઉત્તરો:—The seed was burried in the heart of the seed. (1) Yes. It was. It lay asleep in the heart of the seed. Yes it was fast asleep. The sunshine told it to wake and see the light. The rain drops told it to wake, The little plant rose to see what the wonderful world outside might be.

2. નવા પ્રશ્નો:—When do you lie fast asleep? Where do you lie fast asleep? Who tells you to wake? When?

## ચિત્ર વાંચન.

આ વાર્તા વાંચો અને પછી લખો.

ઘરડી સ્ત્રી અને તેની અદ્દભૂત મરઘી.

The hen used to lay a golden egg=એક મરઘી સોનાનું ઈંડું મુકતી હતી.

એક વખત એક ઘરડી સ્ત્રી હતી. તેની પાસે એક અદ્દભુત મરઘી હતી. તે દરરોજ એક સોનાનું ઈંડું મુકતી. તેથી તે સ્ત્રી ઘણી પૈસાદાર થઈ.

પણ તેને વધારે ને વધારે જોઈતું હતું તેણે એક દિવસ તેને (પોતાને) કહ્યું, "આ મારી મરઘી અંદરથી સોનાની હશે. જો હું તેને કાપીને ઉઘાડું તો મને હમણાં મળે છે તેથી વધારે સોનું મળશે." તેથી તેણે મરઘીને મારી નાંખી. અને તેને કાપીને ઉઘાડી પણ તેણે અંદર સોનું જોયું નહિ. તેની મરઘી અંદરથી બીજી કોઇ મરઘી જેવીજ હતી.

## Eexrcise.

1. પ્રશ્નો:—What had the old woman? What did the hen use to lay? What did the woman become? Was the woman glad with what she had? Why not? What did she think? How will she get more gold? What did she do? Did she really get more gold? Did she find any gold inside the hen. What was her hen like? What lesson do you learn from the story.
2. Write the story briefly. (Write answers to the above questions and you will have a story).

## Grammar.

Interjections:—**Oh** Aladdin; Well ! What do you meen ? Ah God; **Ah** મેમાં **Oh; Well;** Ah એ બધા કેવળપ્રયોગી અવ્યવો છે તે બધા લાગણી ઉમંગ, વિગેરે બતાવવા માટે એકલાં વપરાય છે. તેને અંગ્રેજીમાં Interjection કહે છે.

---

### LESSON 33 : પાઠ 33 મો.

Safe (સેફ) સહીસલામત. Servant (સર્વન્ટ) નોકર.
Mile (માઇલ) માઇલ. Marry (મેરી) પરણવું.
Hunt (હન્ટ) શિકાર કરવો. Maid (મે'ડ) દાસી.
Hope (હોપ) આશા રાખવી. Hate (હે'ટ) તીરસ્કારવું.
Scream (સ્ક્રીમ) ચીસ પાડવી. Africa (આફ્રીકા) આફ્રીકા.
Rush (રશ) ધસવું. Sherbet=શરબત.
Is hunting=શિકાર કરે છે. Earth (અર્થ) જમીન.
I feel afraid=મને બિક લાગે છે. To send up=મોકલી આપવું.
After you have been=તમે અહીં થોડા દિવસ રહેશો પછી.
Dirty=ગંદા.

અલાદીનઃ—(ઓરડામાં દાખલ થતાં) રાજા આજે સવારે નવા જંગલમાં શીકાર કરવા જાય છે અને તે મને તેની સાથે લઈ જાય છે અને તેમને તેની સાથે લઈ જવા ચાહે છે.

રાજકુમારીઃ—પણ મારે તમારી પાસેથી જાણવું છે કે આ અદભૂત મહેલ કેવી રીતે બાંધ્યો.

અલાદીનઃ—અરે, તે કહેતાં મને બહુ વાર નહિ લાગે ! હું તે વિષે તને હમણાં કહીશ. મારી પાસે ઘણાં નોકરો છે. અને તેઓ ઘણી ઝડપથી કામ કરે છે. તેઓએ મારા માટે મહેલ બાંધ્યો.

રાજકુમારીઃ—પણ તેઓ આ બધા અદભૂત પત્થર ક્યાંથી લાવ્યા ? મારા પિતા પાસે તેના મહેલમાં આવા પથરા નથી.

અલાદીન—અરે તેઓ તેમને જમીનમાંથી ખોદી કહાડે છે અને મેળવે છે.

રાજકુમારી—પણ તેઓ એટલી ઝડપથી કામ કરે છે. આ મહેલ એક રાતમાં બાંધ્યો હતો!

અલાદીન—પણ હું આ મહેલ કરતાં કંઇક વધારે અદભૂત જાણું છું અને તે તું છે! હજારો રાજકુમારો તેને પરણવા માંગતા હતા. તું આખા જગતમાં સૌથી વધારે ખુબસુરત રાજકુમારી છે. અને તારા પિતાએ તને મને આપી છે!

રાજકુમારી—અને છતાંય તમે મને આ મોટા મહેલમાં એકલી છોડી જવા માંગો છો.

અલાદીન—પણ હું તને છોડવા નથી માગતો. છતાં જ્યારે રાજા મને બોલાવે ત્યારે મારે જવું જોઈએ.

રાજકુમારી—બહુ સારૂ, તમે ભલે જાઓ, જેમ બને તેમ વહેલા આવજો. (અલાદીન જાય છે) મને આશા છે કે તે બહુ વાર બહાર નહિ રહે. મને ખબર નથી પડતી, પણ મને આ મહેલમાં એકલાં રહેતાં બીક લાગે છે. તે મારી મૂર્ખાઈ છે તે હું જાણું છું કારણ કે મારા પિતાનો મહેલ ઘણો નજીક છે.

(એક અવાજ બૂમ પાડે છે? "જુના બદલે નવા દિવા! જુના બદલે નવા દિવા!") જુના બદલે નવા દિવા આપશે. મારે જવું જોઇએ ને જોવું જોઇએ. (બારીએ જાય છે અને બહાર જુએ છે.) સફેદ, સફેદવાળ વાળો એક ઘરડો માણસ! (ઘરડા માણસને જુએ છે) અહિં ઉપર જુઓ ઘરડા માણસ મારી પાસે એક જુનો દિવો છે. મને તમે તે બદલ નવો દિવો આપશો?

ઘરડો માણસ:—સુંદર રાજકુમારી, હા! તમે માગશો તે દિવો આપીશ. મારી પાસે કેટલાક છે.

રાજકુમારીઃ—હું મારી દાસી સાથે જુનો દિવો તમારી પાસે મોકલીશ. મહેરબાની કરી મને પેલો દિવો અહિં મોકલો.

ઘરડો માણસઃ—તમને તે મળશે. સુંદર રાજકુમારી હું તે તમારી દાસી સાથે મોકલીશ.

રાજકુમારીઃ—(દાસીને) આ દિવો બહાર ઘરડા માણસને આપ તે મને તે માટે નવો દિવો આપશે. (દાસી નમન કરે છે અને દિવા સાથે ઓરડા બહાર જાય છે.) મને અજાયબી થાય છે કે અલા-દીનને જુના દિવા કેમ ગમે છે! મને જુની વસ્તુઓ નથી ગમતી.

હું તેમને ધિક્કારૂં છું!......પણ આપણે ક્યાં જઇએ છીએ? મહેલ હાલે છે......તે હવામાં થઇને ધસે છે!

ઘરડો માણસઃ—બાનુ, મેં તમને કહેતાં સાંભળ્યાં કે તમે જુની વસ્તુઓને ધિક્કારો છો. હવે તમારે તેને ચાહવી પડશે કારણ કે તમારે મારી સાથે પરણવું પડશે.

રાજકુમારીઃ—તને પરણું?—સફેદ. સફેદ વાળવાળા ઘરડા માણસને?

ઘરડો માણસઃ—હા. તમારે મને પરણવું જોઇએ.

રાજકુમારીઃ—પણ હું નહિ પરણું!

ઘરડો માણસઃ—પણ તમારે પરણવુંજ પડશે. તમે હવે પેકી-નમાં નથી. તમે આફ્રીકામાં છો. તમારો બાપ અને અલાદીન માઇલોના માઇલ દુર છે. (રાજકુમારી બારીમાંથી બહાર જુએ છે ને ચીસ પાડે છે.) તમે ચીસ પર ચીસ પાડો પણ અલાદીન કે તમારો બાપ તમારી પાસે આવશે નહિ. અને જુઓ! (જુનો દિવો ધસે છે.)

રાજકુમારીઃ—(જીન અંદર આવે છે) મદદ! મદદ!

ઘરડો માણસઃ—જો તમે મને નહિ પરણો તો તે તેમને ખાઈ જશે. પણ હવે તમને છોડી જઈશું. જરા બેસો અને વિચારો. (બન્ને ઓરડો છોડી જાય છે)

રાજકુમ.રીઃ—(બારી બહાર જોતાં) અરે, તમે આવ્યા છો, અલ્લાદીન! હું જાણુતી હતી કે તમે આવશો. મને એકદમ લઇ જાઓ. મને પેકીન પાછી લઈ જાઓ.

અલ્લાદીનઃ—પણ હું તેમ નથી કરી શકતો. ઘરડા માણુસ પાસે દિવો છે તે તેને તેં શા માટે આપ્યો!

રાજકુમારીઃ—પણ તે વિષે તમે મને કદાપી કહ્યું ન હતું. તે એવો જુનો ને ગંદો લાગતો હતો! અને તમે જાણો છો કે હું જુની વસ્તુઓને કેવી ધિક્કારૂં છું.

અલ્લાદીનઃ—હજી મારી પાસે વિંટી છે. વિંટીનો જીન મને અહિં લાવ્યો. પણ તે દિવાના જીન જેટલો બળવાન નથી, તેથી તે આપણને પેકીન પાછો લઇ જઈ શકતો નથી. પણ જો! ઘરડા માણસને કહે કે જો તે તારી સાથે સરબતનો પ્યાલો પીએ તો તું તેની સાથે પરણશે. જીન એક મોટી પેટીમાં કેટલુંક શરબત મુકશે.

રાજકુમારીઃ—ઘણું સારૂં.

ઘરડો માણુસઃ—(ઓરડામાં દાખલ થતાં) તમે હવે વધારે સુખી લાગો છો. હું જાણુતો હતો કે તમને આફ્રીકા ગમશે.

રાજકુમારીઃ—હા. હું વધારે સુખી છું. પણ મને આફ્રીકા ગમતું નથી.

ઘરડો માણુસઃ—તમે અહિં થોડા દિવસ રહેશો એટલે તમને તે ગમશે. અને હવે, તમે મને પરણુશો?

રાજકુમારીઃ—હા. હું પરણીશ અને હવે તમે મારી સાથે એક શરબતનો પ્યાલો નહિ પીઓ?

ઘરડો માણુસઃ—અલબત્ત, જરૂર પીશ.

રાજકુમારીઃ—(પેટીમાંથી શરબત લેતાં) આ એક પ્યાલો તમારે માટે અને આ એક મારા માટે.

ઘરડો માણુસઃ—(તેનો શરબતનો પ્યાલો પીતાં) આહ, ઘણું સરસ! (પછી મરી જઈ પડી જાય છે.)

અલાદીનઃ—(અંદર ધસતાં) હવે તું સહિસલામત છે અને તને હું કદાપી છોડી જઇશ નહિ. આજે સાંજે આપણે પેકીનમાં પાછાં હોઇશું.

## Exercise.

1. ઉત્તરોઃ—Because she hated old things; and the old man gave new things for old ones. No. she did not know it. He rubbed it and asked the Jim to take the house to Africa. Aladdin asked the princess to ask the old man to drink a cup of sherbat with her. He fell dead.

2. નવા પ્રશ્નોઃ—અલાદીને શિકારમાંથી આવી શાહજાદીને ન જોઇ ત્યારે તેણે જીનને બોલાવ્યો. તેણે જીનને શું કહ્યું તે લખો.

3. Write the story of Aladdin briefly. (2) Write five sentences about the palace built by Aaddin. (3) Write five sentences about each of the following:—

   The princess; The king of China; Aladdin; The old man and the Jins.

4. Use the following in sentences:—

   (1) He wants me to go with him. (2) to take long; (3) to build for someone; (4) such; (5) quickly; (6) wants to leave; (7) to feel afraid; (8) all alone; (9) old and dirty.

### સંખ્યાઓ.

One to twenty લગી તમે આગળ શીખી ગયા. પછી twenty one, twenty two, એમ દરેક દશકા આગળ one,

two, વિગેરે મુકવાથી એકથી 100 લગી બોલાય. દશકાના નામ નીચે પ્રમાણે:—

Thirty (થર્ટી) ત્રીસ.
Forty (ફોર્ટી) ચાળીસ.
Fifty (ફીફ્ટી) પચાસ.
Sixty (સીક્સ્ટી) સાઠ.
Seventy (સેવન્ટી) સીત્તેર.
Eighty (એ'ટી) એંશી.
Ninety (નાઈન્ટી) નેવું.
Hundred (હંડ્રેડ) સો.

પછી One hundred and one એ પ્રમાણે અનુક્રમે ચાલે.

One thosand (થાઉઝન્ડ) એકહજાર. પછી પાછું ઉપર પ્રમાણે.

1st First (ફર્સ્ટ) પહેલો.
2nd Second (સેકન્ડ) બીજો.
3rd Third (થર્ડ) ત્રીજો.
4th Fourth (ફોર્થ) ચોથો.

પછી દરેક સંખ્યાને th લગાડવાથી પાંચમો–છઠ્ઠો એમ ક્રમ સંખ્યા બને.

---

## તરજુમાના વાક્યો.

૧. તે ચોપડી વાંચ્યા કરે છે.
૨. જ્યારે તમે થાકી ગયા હો ત્યારે તમારાથી સારી રીતે કામ ન થઈ શકે.
૩. તેને એક નાનો ભાઈ છે જેનું નામ હેમ છે.
૪. જ્યારે સૂર્ય આકાશમાં હોય ત્યારે દિવસ શરૂ થયો હોય છે.
૫. કોણ સૌથી વધારે દડકાને મારી શકે છે તે આપણે જોઈએ.
૬. વરસાદ અટકે ત્યાં લગી અહીં થોભો.
૭. જો કે હાથિ બોલી શકતો નથી પણ તમે શું કહો છો તે તે સમજી શકે છે.
૮. એક ડાળી એક છેડે બીજા છેડા કરતાં વધારે જાડી હોય છે.
૯. લીમડાનું લાકડું ગાડી અને બીજી વસ્તુ બનાવવામાં વપરાય છે.
૧૦. એક હાથી તે બાઈની દુકાન આગળથી રોજ પસાર થતો હતો.
૧૧. ચોપડી મારા હાથમાં કે પેટીમાં એકે જગ્યાએ નથી.

૧૨. હું થાકું છું. ત્યારે તમારી સાથે વાત કરૂં છું.
૧૩. હું ત્રણ સક્કરજન આલેથી કાપું છું.
૧૪. જો આપણે ગંદુ પાણી પીએ તો આપણે માંદા પડીએ.
૧૫. પાણીમાંથી બહાર આવીને ખીસકોલી રેતીમાં આળોટી.

---

## Written work.

### લેખનકામ.

ચોપડીમાં ૯૩મા પાના પર કહ્યા પ્રમાણે લખો:

જવાબો:—Faces; Feet; Boys; Children; Halves; Branches; Babies; Teeth; Leaves; Monkeys.

2. Gave; Lay, Rubbed; Became; Began; Replied; Built; Sent; Buried:

3.

| Subject | Predicate. |
|---|---|
| We | went.........streets. |
| The roots......tree | grow......trunk. |
| The nest......Picture. | is at......tree. |
| The hot......your. | are......September. |

Prepositions:—Down; From.

Phrases:—Some busy; Nest in the Picture; Top of the tree; Hot moths of the year; Roots of a tree; From the trunk.

4. આપેલા શબ્દો વાપરી બનાવેલા વાક્યો:—(1) You Come out of water. (2) Please Cut down that tree; (3) Go out of the class; (4) Aladdin was a Good for nothing boy. (5) He Jumped into the river. (6) The branches of the tree Move about. He Picked up the apple and ate it.

Put dowu your Pencils. I Sit under the tree. I stayed at my uncle for three days. (You) Take off your coats and run. Run off to your homes. He is not at home.

5. Tell me why you are here. A post office is a place where we can get letters and stamps and drop our letters. Wait till I come. An elephant can run fast, though he is very big. Aladdin would not give the old man the lamp because he would not let him out.

6. He is sitting on a floor. He is cleaning his pen. He is cleaning it with a piece of cloth. He is cleaning to write well with it. He is cleaning it for himself.

7. આ વાર્તા વાંચો તે ચોપડી બંધ કરી લખી જાવ.

તરજુમો:—એક વખત એક માણુસે એક રાજાને કહ્યું, 'ઓ રાજા સાહેબ જો તમે મને ત્રણ મહિના ખવડાવો તો હું પેલી ટેકરી મારી પીઠ પર લઈ જઈશ. "રાજાએ કહ્યું," ઠીક હું તમને ત્રણ મહિના ખવડાવીશ.

ત્રણ મહિનાની આખરે રાજાએ તે માણુસને પોતાની પીઠ પર ટેકરી લઇ જવાનું કહ્યું. પણ તેણે કહ્યું, 'અરે રાજા સાહેબ. જો તમારા માણુસો ટેકરી મારી પીઠ પર મુકે તો હું તે (હમણાંજ) લઈ જાઉં.

---

ચોપડીના છેલ્લા પાનાઓ પર ઉચ્ચાર સાથે શબ્દો આપ્યા છે તે ઉપયોગી થઇ પડશે. ડીકટેશન માટે જોડણી પણ ઓળખાશે: માટે તે ઓળખવા.

---

Published by-Balubhai Karsandas Narandas
Book-seller, Nanavat—SUPAT.
Printed by-Narayanrao Laxmanrao Nikum at tl
SHANKER P. PRESS, Chawta Bridge-SURAT